# રાષ્ટ્રપતિ જવાહિર નહેરૂ.



આર. એમ. મહેતા : બુકસેલર્સ : નડિઆદ.

# રાષ્ટ્રપતિ

# જવાહરલાલ નહેરૂ

: લેખક :

: રમેશચંદ્ર મણિલાલ મહેતા :

આવૃત્તિ બીજી : : ૧૯૩૦

કી. ૦-૨-૦

## રાષ્ટ્રપતિ

# જવાહરલાલનું જીવનચરિત્ર

"પ્રજાએ પંડિત જવાહરલાલ નેહરૂને પ્રમુખ નીમવામાં ડહાપણ જ કર્યું હતું એમ તેમણે ડગલે ડગલે સિદ્ધ કરી આપ્યું. એમનું ભાષણ ટૂંકુંટચ, મુદ્દાસર અને જોરદાર હતું. એ ભાષણના ઉગ્ર વિચારો તેમણે સૌમ્ય ભાષામાં ઉતાર્યા હતા. પોતાના વિચારો ઉગ્ર હોવા છતાં દેશે શું કરવું જોઇએ તે સંપૂર્ણ તટસ્થપણે રહીને જણાવવાની એમની શક્તિ છે એમ એ ભાષણ બતાવી આપતું હતું. પોતે તો પાકા 'સોશ્યલિસ્ટ' છે, પણ દેશથી જેટલું પચાવી શકાય તેથી વધારે તે માગતા નથી. દેશને સારૂ આદર્શ હળવા કરવા છતાં આદર્શોનો પોતાના જીવનમાં સંપૂર્ણ અમલ કરવાનો એમનો સતત પ્રયત્ન રહ્યો છે.

જેવું એમનું ભાષણ તેવું જ પ્રમુખ તરીકેનું એમનું કાર્ય હતું. પોતે કડક હતા છતાં કદી વળે જ નહિ એવી કડકાઈ એમણે ન બતાવી. ઘણીવાર કઠણ સંજોગોને પોતાનાં મર્મવાક્યો અને વિનોદથી પહોંચી વળ્યા, છતાં જ્યાં અમુક પગલું લેવું જ જોઈએ ત્યાં એ લેતાં ન ડગ્યા. એમના અથાક ઉત્સાહ અને અખંડ તન્મયતા, એમની નૈસર્ગિક સાદાઈ અને સારમાણસાઈ એ બધા ઉપર સૌ મુગ્ધ થયા. ન્યાયથી વર્તવા ઇચ્છનાર કોઈ પણ સરકારને જવાહરલાલ નેહરૂથી ડરવાનું કશું જ કારણ નથી. દુષ્ટ રાજ્યનો દેશમાંથી નિકાલ કરવા માટે ગમે તે ભોગ આપનાર વીરનું તેજ એવા રાજ્યને સમજાયા વિના નહિ રહે.

દેશના યુવાનોને પોતાના આ પ્રતિનિધિ વિષે મગરૂર થવાનું પૂરૂ કારણ છે, દેશને જવાહરલાલ નેહરૂ જેવો ગરવો સપૂત જોઈને સહેજે હરખ થશે. પ્રભુના આશીર્વાદ એમના ઉપર ઊતરો અને પંડિત જવાહરલાલના જ રાજમાં પોતાની મજલ પૂરી કરે એવી વાંછના છે." ( મહાત્માજી )

ઇ. સ. ૧૮૮૯ નવેમ્બરની ૧૪ મી તારીખે પંડિત જવાહરલાલનો જન્મ થયો. પિતાનું નામ પંડિત મોતીલાલ નેહરૂ અને માતાનું નામ સ્વરૂપરાણી, સ્વરૂપરાણી પંડિત મોતીલાલજીનાં બીજીવારનાં પત્ની છે.

પંડિતજી અઢળક ધનના સ્વામી હતા. આવી શ્રીમંતાઈમાં આપણા રાષ્ટ્રપતિનું લાલન એક રાજકુમારની માફક થતું હતું. એમનું બચપણનું નામ ' નાને ' હતું. પંડિત મોતીલાલજીનું જીવન અંગ્રેજોના જીવનનું અનુકરણરૂપ હતું. આહારવિહારોમાં, આચારવિચારમાં આબાદ પશ્ચિમની છાપ હતી. એટલે પોતાના એકનાએક પુત્રના જીવનનું ઘડતર પશ્ચિમની પદ્ધતિથી શરૂ કર્યું. બાળક જવાહરલાલ બચપણથી અંગ્રેજ નર્સોના હાથમાં ઉછર્યા.

પંડિત જવાહરલાલની કેળવણી માટે વિદ્વાન અધ્યાપકોને રોકવામાં આવ્યા. આમાં પ્રતિષ્ઠિત અંગ્રેજ અધ્યાપકો વધારે હતા. આ અધ્યાપકોમાંથી જવાહરલાલના જીવન પર જેની વધારેમાં વધારે છાપ પડી હોય એવા એક થિઓસોફિસ્ટ અંગ્રેજ પંડિત મિ. એફ. ટી. બ્રુકસ છે. આ અંગ્રેજ પંડિતે જવાહરની અગીઆરથી પંદર વરસ સુધીની કિશોર અવસ્થાનું ઘડતર એવું કર્યું કે એની અસર આખા જીવન પર પડી. આજે એમના જીવનમાં આપણે જે સ્વદેશપ્રેમ, મજુરો પ્રત્યે દીલસોજી અને જીવનની સાદાઈ જોઇએ છીએ તેનો આધાર આ વિદ્વાન અંગ્રેજ પંડિત હતા. આ વિદ્વાન

અધ્યાપકે જીવનની સાદાઇ, પ્રતિભાવંત વિચારો અને ઇશ્વરપરની શ્રદ્ધાના અને મનુષ્યપ્રેમના પાઠ પઢાવ્યા. આ વિદ્વાન અધ્યાપકના શિક્ષણના પરિણામે પંડિત જવાહરલાલે માંસાહાર છોડયો, નાટક તમાશા જોવા છોડયા, નકામી ચર્ચાઓ છોડી. જેને પોતાના જીવનમાં જવાબદારીવાળું કામ કરી છુટવું છે તેને આવા મોજશોખ ભોગવવાં કેમ પાલવે ?

પણ જવાહરલાલના જીવનના આ પલટાથી તેમનાં માબાપ ગભરાયાં કે રખેને છોકરો સાધુ થઇ જાય. તેમણે તુરત આ વિદ્વાન અદ્યાપકને રજા આપી. અને છોકરો વૈરાગી ન થઈ જાય તેવા કિલ્લા રચવા માંડયા.

પિતાને અભિલાષા હતી કે પોતાનો પુત્ર ઈંગ્લાંડની ઉત્તમ કેળવણી પ્રાપ્ત કરે એટલે જવાહરલાલની કુમારાવસ્થામાં એટલે સોળ વરસની વયે પંડિત મોતીલાલજી પોતાના કુટુંબપરિવાર સાથે વિલાયતની મુસાફરીએ ઉપડયા. ઇ. સ. ૧૯૦૫ના મે માસમાં આ નેહરૂ કુટુંબ ઈંગ્લાંડના કિનારે ઉતર્યું.

પંડિત જવાહરલાલને હૅરોની પ્રખ્યાત શાળામાં મૂકવામાં આવ્યા. આ શાળાએ પોતાના શિક્ષણના પ્રતાપે દુનિયામાં મહાન પુરૂષોની ભેટ કરી છે અને ઇંગ્લાંડને ગૌરવશાળી બનાવ્યું છે. આજે પણ આ શાળા વિધાર્થીઓનું ઉત્તમોત્તમ જીવન ધડે છે.

જે સમયે જવાહરલાલ વિલાયતમાં શિક્ષણ લેતા હતા તે સમયે સ્વ. યુવરાજ ફતેહસિંહરાવ, હાલના ટીકા સાહેબ વગેર પ્રતિભાવંત પુરૂષો એમના સહાધ્યાયી હતા. શાળાનું જીવન સમાપ્ત કરી કેમ્બ્રીજની જગમશહૂર ટ્રિનીટી કોલેજમાં દાખલ થયા. આ કોલેજના જીવનમાં તેમના સહાધ્યાયીઓ પ્રતિષ્ઠિત પુરુષો હતા. હાલના પ્રિન્સ ઑફ વેલ્સ, ડૉ. કિચલુ, જે. એમ. સેનગુપ્તા વગેરે તેમના સહધ્યાયીઓ હતા. કેમ્બ્રિજના આ મિત્રો એકત્ર મળી 'હિંદી મજલિસ' નામની સભા જમાવી. આ કોલેજીયન જીવનમાં

તેમને રમતોનો સારો શોખ હતો અને તેથી તેમણે પોતાની શારીરિક સંપતિ આ કાળમાં સુંદર કેળવી.

ઈ. સ. ૧૯૧૦માં એમણે 'નેચરલ સાયન્સ' 'ટ્રસ્ટી' ને બૉટેની ( વનસ્પતિશાસ્ત્ર )માં સેકન્ડકલાસ ઓનર્સ પાસ થઇ ડીગ્રી મેળવી. પાછળથી કેમ્બ્રિજમાં યુનિવર્સિટિએ એમ. એ. ની માનવંતી પદ્દિની નવાજેશ કરી.

આ કોલેજમાં અભ્યાસ ચાલતો હતો તે વખતે તેઓ લંડનની બેરિસ્ટરની ટર્મ્સ પણ ભરતા હતા અને ૧૯૧૨માં એમણે બેરિસ્ટરની પરીક્ષા પસાર કરી. આ પ્રમાણે ઈંગ્લાંડમાં શિક્ષણ મેળવી ૧૯૧૨માં સ્વદેશ પાછા પધાર્યા.

ઇંગ્લાંડના સાત વરસના એકધારા વસવાટથી પંડિત જવાહરલાલ પૂરા અંગ્રેજ બની ગયા હતા. એક તો પોતે પૂરા ગર્ભશ્રીમંત હતા. પિતાએ પોતાના એકના એક પુત્રને પૈસા કે બીજી કોઈ વસ્તુ પૂર્ણ કરવા માટે પાછું વાળીને જોયેલું નહીં. એટલે તેમણે વિલાયતમાં પૂરા પૈસા વેરેલા. રમતગમત અને મોજશોખની પાછળ પૈસાનો સારો વ્યય કરેલો. આમ રમતગમત અને મોજમઝા ભોગવવા છતાં પશ્ચિમની પ્રજાના ગુણોએ તેમના પર ખૂબ છાપ પાડી. સ્વતંત્ર પ્રજાના મુખ પર જે સ્વતંત્રતાનું નૂર જણાય છે અને દેશને માટે કુરબાની કરવાની ધગશ જે આ પ્રજામાં હોય છે તે ગુણોએ પંડિત જવાહરલાલના મન પર ખૂબ અસર કરેલી. ત્યાં અભ્યાસનાં જ પુસ્તકો વાંચીને બેસી રહેતા એમ ન્હોતું પણ તે સમયના દુનિયાભરના રાજકરણના પ્રશ્નોનો અભ્યાસ કરતા. બાળપણથી જ તેમનું જીવન શાંત નહિ પણ જ્વલંત-સ્ફુર્તિવંત હતું. એટલે એમની કામ કરવાની પદ્ધતિ ખૂબ ગતિવાળી રહેતી. તેઓ બોલવા અને લખવા કરતાં યોજના કરવામાં અને સંગીન કામ કરવામાં અજબ સ્ફુર્તિવાળા છે.

૧૯૧૨ ના ઓગસ્ટમાં હિંદમાં આવ્યા. પિતાની સાથે જ અલ્હાબાદમાં પ્રેક્ટીશ શરૂ કરી. પરંતુ આ તેજીલા જુવાનનું ચિત્ત આમ વકીલાતમાં ચોંટતું ન્હોતું, પિતાજી કામ બતાવે પણ ભાઈનું મન લાગે નહિ. ગર્ભશ્રીમંત તો હતા જ એટલે પૈસાની પડી નહોતી. પોતે સ્પષ્ટવક્તા અને નિર્મળ હૃદયના એટલે આવા પ્રપંચવાળા ધંધામાં એમનું મન માન્યું નહીં. પિતાજી ખૂબ આગ્રહ કરે એટલે કોર્ટમાં જાય અને મિત્રોની સાથે ચાપાણી પીવામાં અને ગપ્પાં મારવામાં જ વખત પસાર કરતા.

પરંતુ મુત્સદ્દી કુટુંબને આવો વ્યવહાર કેમ ગમે ? પંડિત મોતીલાલજીની ઇચ્છા તો પોતાના કરતાં પોતાનો પુત્ર વકીલાતમાં વધુ ફતેહમંદ નિવડે એવી જ હોયને! તેમને લાગ્યું ભાઈ જુવાન છે, કોઈ જાતનું બંધન છે નહિ, વળી વિલાયતની લ્હેરી હવામાંથી હમણાં જ તાજા આવ્યા છે એટલે તે સ્થિર થાય તેમ કરવું જોઇએ.

આનો એક જ ઉપાય આપણામાં સૂઝે છે તે પ્રમાણે તેમના કુટુંબને લાગ્યું કે, ભાઇને જે ઝટપટ સાંસારિક ભારની બેડી પહેરાવવામાં આવે તો જ ઠરે, સંસારની પરીક્ષામાં માનભર પસાર થવું એ કેટલું વિકટ કામ છે, તે સંસારમાં પરોટાયા સિવાય ભાઈ–સંસાર–દુનિયાને સમજશે નહિ. આ પ્રમાણે વિચાર કરી સુશિક્ષિત અને ખાનદાન કુટુંબની કન્યાની શોધ કરી. દિલ્હીના પ્રતિષ્ઠિત વેપારી શ્રી જવાહરમલ કૌલનાં પુત્રી કમલાદેવી કૌલ સાથે પંડિત જવાહરલાલનાં લગ્ન કર્યાં. આ સુશિક્ષિત કન્યાથી પંડિત જવારરલાલનું ગૃહજીવન સુખી અને મધુરૂં નિવડયું છે.

પરંતુ સાંસારિક બેડીથી પંડીત જવાહરલાલનું મન આ ધંધામાં લાગ્યું નહિ. એમની દૃષ્ટિ સન્મુખ વિલાયત અને હિંદ બંનેનાં ચિત્રો હતાં, પશ્ચિમની પ્રજાની જાહોજલાલી જોઈ હિંદની દરિદ્રતા અને અજ્ઞાનતા ખૂંચતાં હતાં. સ્વતંત્ર વાતાવરણમાં લાંબી મુદ્દત જીવન ગાળ્યા પછી એમને હિંદુસ્તાનનું દબાયેલું, અજ્ઞાનતાથી ભરેલું વાતાવરણ

એમના દિલને ડંખતું હતું. આ સમયે લોકમાન્ય તિલક મહારાજ, નરવીર લાલાજી, હિંદના તારણહાર હતા. જ્યારે પોતે વિલાયત હતા ત્યારે નરવીર લાલાજીના દેશનિકાલના સમાચારથી તેમને સખ્ત આઘાત લાગ્યો હતો. ત્યારથી જ તેમને લાગેલું કે જો પાશ્ચિમાત્ય પ્રજાને સ્વતંત્ર જીવવાનો હક્ક છે તો શું હિંદની પ્રજાને નથી? તે સમયથી જ તેમને લાલ, બાલ અને પાલની ત્રિપુટી પર ભક્તિભાવ ઉપજેલો.

દક્ષિણ આફ્રિકામાં જ્યારે હિંદના પ્રશ્નની લડત મહાત્મા ગાંધીજીએ ઉપાડી ત્યારે પોતે અલ્હાબાદમાં હતા. આફ્રિકાની આ લડતે પંડિત જવાહરલાલનું મન આકર્ષ્યું. તેઓ ખાલી વિચાર કરી બેસી રહ્યા નહિ પણ આ લડતમાં સક્રિય ભાગ આપવા જોડાયા, આ વખતે આફ્રિકાની લડતમાં પૈસા મોકલાવવા ઉઘરાણું ચાલતું હતું. તે કામ અલ્હાબાદ ખાતે તેમણે ઉપાડી લીધું. અને અલ્હાબાદમાં ઉઘરાણામાં મંત્રી તરીકે કામ કરી ચાળીસ હજારની રકમ એકઠી કરી ગોખલેજીના કરકમલમાં મૂકી.

આ પછી ડો. બેસેન્ટની હોમરૂલની ચળવળ શરૂ થઈ. આ ચળવળથી આખું હિંદુસ્તાન જાગ્યું. આ ચળવળમાં પંડિત જવાહરલાલે કામ કરી ખૂબ લોકજાગૃતિ કરી. પરંતુ ડો. બિસંટ મૈયાના જેલવાસથી આ ચળવળ મંદી પડી.

કદાચ વ્યક્તિ થાકે કે નિરાશ થાય પણ જનતા—આખો દેશ કંટાળે એ કેમ પોષાય? જ્યાં સુધી હિંદના માથે ગુલામીની જંજીરો છે ત્યાં સુધી તેના રાષ્ટ્રજીવનમાં નિરાશા કે થાક કે કંટાળાને સ્થાન ન હોય.

હિંદુસ્તાનને અજ્ઞાનની નિદ્રામાંથી ઢંઢોળી જાગ્રત કરનાર મહાત્મા ગાંધીજી સન ૧૯૧૪ ની આખરમાં દક્ષિણ આફ્રિકામાં દિગ્વિજય મેળવીને મુંબઇના કિનારે ઉતર્યા. આ સમયે મહાત્માજીની શક્તિનો સામાન્ય પરિચય હિંદુસ્તાનની જનતાને થયો હતો. મહાત્માજી

હિંદ પધાર્યા પછી લગભગ બે વરસ સુધી રાજકીય જીવનમાં તેમણે કંઈ સીધો ભાગ લીધો નહિ. ૧૯૧૬માં ચાલેલી હોમરૂલની ચળવળમાં પણુ તેમણે કાંઈ ભાગ લીધો નહિ. પરંતુ ૧૯૧૯ માં હિંદી સરકાર સામે મહાત્માજીએ પ્રચંડ લડત ઉપાડી. હિંદે સરકારને યુરોપના મહાન યુદ્ધમાં માણસોની અને પૈસાની જે મહાન આહૂતિ આપી તેના બદલામાં સરકારે ૧૯૧૯ માં પ્રજા આગળ 'કાળો કાયદો' (રોલેટ એકટ) ભેટ ધર્યો. આ કાયદા સામે મહાત્માજીએ સત્યાગ્રહનું શસ્ત્ર ઉપાડયું, દેશના એક છેડાથી બીજા છેડા સુધી વિરોધનું વાતાવરણુ ઘેરાઈ ગયું. આ ચળવળમાં પંડિતજીએ યાહોમ કરી ઝંપલાવ્યું.

મહાત્માજીએ છઠ્ઠી એપ્રિલના દિવસે અસહકારની લડાઈ શરૂ કરી. અને તેઓ મુંબઈથી ૮મી તારીખે દિલ્હી જવા નીકળ્યા ત્યાં જતા રસ્તામાં સરકારે તેમને પકડયા. એટલે અમદાવાદ અને પંજાબમાં રમખાણો ફાટી નીકળ્યાં. આ સમયે સરકારે પંજાબમાં માર્શલ લો જાહેર કર્યો અને જલિયાનવાલા બાગમાં કમકમાટી ઉપજાવે તેવી ભીષણુ હત્યાઓ કરી. આથી દરેક દેશપ્રેમીના હૃદયમાં આગ સળગી.

આ પંજાબના રમખાણો વિષે તપાસ કરવાને મહાસભાએ એક કમિટી નિમી. કમિટીમાં મહાત્માજીની સાથે રહી પંડિત જવાહરલાલે ખડે પગે કામ કર્યું. અહીં તપાસ કમિટિમાં દેશબંધુઓ પર ગુજરેલા સીતમોની કરૂણુ કેફિયતો લખતાં લખતાં પંડિત જવાહરલાલનો આત્મા કકળી ઉઠયો અને તેમણે તે વખતે મન સાથે નિશ્ચય કર્યો કે કોઈપણુ ભોગે સરકારને મીટાવી દેવી.

હિંદી સરકારને હાથે દર વરસે એવું કોઈ કામ જરૂર થાય કે ખરા દેશપ્રેમીની લાગણી ઉશ્કેરાયા સિવાય રહે નહિ.

પંડિત માલવીયાજીએ સંયુક્ત પ્રાંતના ખેડુતોનો એક 'ખેડુત સંઘ સ્થાપ્યો હતો. સંયુક્ત પ્રાંતના જમીનદારોનો જુલમ ખૂબ હતો

અને આ જુલમમાંથી રક્ષણુ કરવા સારૂ આ સંઘની સ્થાપના થઈ હતી. આ સંઘ દ્વારા ગામડે ગામડે પંચાયતો સ્થાપી હતી અને તે પંચાયતો દ્વારા ખેડુતોના કજીયા ચુકવાતા હતા, આ સંઘમાં પંડિત જવાહરલાલ સન ૧૯૧૮ માં દાખલ થયા. ટાઢ, તડકો સહન કરતા, એકપહેરણુ ભર અને ગામડાના સાદા ખોરાક પર નભી પંડિત જવાહરલાલ ગામડે ગામડે ભટકી ખેડુતોના કલ્યાણુ માટે સખત કામ કર્યું. અને આ કામથી સંયુક્ત પ્રાંતના ખેડુતોના હૃદયમાં તારણુહાર તરીકેની પ્રતિષ્ટા મેળવી.

આ વખતે એક ભયંકર કિસ્સો નોંધવા જેવો છે. રાયબરેલીની પંચાયતે ત્યાંના એક તાલુકદાર અને તેની પત્નિ વચ્ચેના કજીયાનો ચુકાદો સ્ત્રીના લાભમાં આપ્યો. આ ચુકાદો મંજુર ન કરતાં પંચાયતની વિરૂદ્ધ પોલીસમાં ફરીયાદ નોંધાવી, સરકાર તો આવા કિસ્સાઓની રાહ જોઇનેજ બેઠી હોય છે. આ ખેડુતસંઘના મુખ્ય નેતા બાવા રામચંદ્ર હતા. લોકોમાં અફવા ફેલાઇ કે સરકારે પોતાના વહાલા સરદાર રામચંદ્રને પકડયા છે. આથી હજારો ખેડુતો રાયબરેલીમાં એકઠા થયા. આ પ્રસંગ કટોકટીનો હતો. આ હકીકતનો તાર પંડિત જવાહરલાલને મલ્યો. પંડિતજી તાબડતોબ રાયબરેલીમાં દોડી આવ્યા. પરંતુ નદીની સામે કાંઠે ખેડુતો હતા. અને આ કાંઠે સરકારી મિલિટરી અને પંડિતજી હતા. લોકોની માગણી હતી કે અમારા સરદારને પાછા સોંપી દો. સરકાર કહેતી કે તમે વીખરાઈ જાવ નહિતર બળજબરીથી વિખેરવામાં આવશે. પંડિતજીએ અમલદારોને કહ્યું કે મને ખેડુતોને મલવા દો તો સારૂં. પણ સરકારે એમની માગણી સ્વીકારી નહિ.

ખેડુતો વિખરાયા નહિ અને અધીરા બન્યા. સરકારે તુરત ગોળીબાર શરૂ કર્યો. ગરીબ નિરાધાર ખેડુતો વીંધાઇ વીંધાઈ જમીન પર પટકાવા લાગ્યા. આ કરૂણુ ભયંકર દશ્ય પંડિતજીએ પોતાની

આંખે જોયું. તેમનો આત્મા કંપી ઉઠયો અને દેશને જેમ બને તેમ મુક્ત કરવાની ભાવના સુદૃઢ થઈ.

સને ૧૯૨૦ માં પંડિત જવાહરલાલ સંયુક્ત પ્રાંતની મહાસભા સમિતિના પ્રમુખ ચુંટાયા. તેમણે મહાસભાએ ફરમાવેલો કાર્યક્રમ જોસભેર ઉપાડયો. પરદેશી કાપડનો બહિષ્કાર, દારૂ પરનું પીકેટીંગ અને ખાદીપ્રચારનું કામ જોસભેર ઉપાડયું. સંયુક્ત પ્રાંતના મુખ્ય શહેરમાં પ્રાંતિક સમિતિઓ સ્થાપી. જેમ એક વેપારી કુનેહથી રાત દિવસ મહેનત કરી પોતાની પેઢીયો સંભારે છે તેમ પંડિતજી પણ સવારના પાંચથી તે રાતના અગીઆર વાગ્યા સુધી સતત કામ કરતા, આજ સમયે પંડિત મોતીલાલજીએ ' ઇન્ડિપેન્ડેન્ટ ' નામના ઈંગ્લીશ દૈનિક પત્રની શરૂઆત કરી. આ પત્રના પાને પાને જવાહરલાલની દેશદાઝની પ્રખર ભાવનાનાં દર્શન થયાં. સરકારની આંખમાં આ પત્ર આવી ગયું. અને તેના તંત્રી રંગાઆયરને એક વર્ષની સખત કેદની સજા થઈ.

અસહકારનો અગ્નિ દેશમાં સળગ્યો હતો. તે સમયે ૧૯૨૧ ના નવેમ્બર માસમાં નામદાર યુવરાજ હિંદના કિનારે ઉતર્યા, તે વખતે હિંદુસ્તાને યુવરાજના સ્વાગતમાં ભાગ ન લેવાનું નક્કી કર્યું હતું. તે પ્રમાણે અલ્હાબાદમાં પંડિત જવાહરલાલે પ્રિન્સના પ્રિન્સ ઓવ વેલ્સના સ્વાગતના બહિષ્કારની ચળવળ જોસભેર ઉપાડી. ભાષણોથી, લેખોથી, અને પત્રિકાઓથી લોકોનાં મનપર સ્વાગતના બહિષ્કારનાં કારણો વિધવિધ દૃષ્ટિએ ઠસાવ્યાં. આથી સરકાર ભાન ભૂલી અને ૧૯૨૧ના ડીસેમ્બરની છઠી તારીખે આખાયે નેહરૂ કુટુંબને સરકારના મહેમાન બનવું પડયું. પંડિતજી મોતીલાલ, પંડિતજી જવાહરલાલ, શ્યામલાલ અને મોહનલાલને સરકારે ગિરફતાર કર્યા, અને કેસ ચલાવી જવાહરલાલ અને બીજાઓને ૭ માસની સાદી કેદની સજા કરી. પરંતુ આ સજા સંપૂર્ણ ભોગવવાનું તેમના લલાટે લખાયું નહોતું એટલે લગભગ ત્રણ માસ પછી તેમને છોડી મૂકવામાં આવ્યા.

છુટયા પછી બહાર આવીને જાણ્યું કે મહાત્માજીને સરકારે પકડ્યા છે, એટલે પંડિત જવાહરલાલ અમદાવાદ આવ્યા, મહાત્માજી પાસેથી સૂચનાઓ મેળવી અલ્હાબાદમાં આવી પહોંચ્યા. આ જુવાન એક પળ પણ નકામી વેડફી નાખે તેમ ન હતા. તુરત તેમણે મહાત્માજીની આજ્ઞાનુસાર પરદેશી માલના બહિષ્કારનું કાર્ય જોસભેર ઉપાડયું. લેખો અને પત્રિકાઓનો પ્રચાર કર્યો, વેપારીઓમાં ભળી એક વેપારી મંડળની સ્થાપના કરી, તેમની સાથે ખૂબ વાટાઘાટ કરી.

પરદેશી માલ ન મંગાવવાની પ્રતિજ્ઞાઓ લેવડાવી. આ સંગઠન સારી રીતે જામ્યું અને પરદેશી કાપડનો બહિષ્કાર ખૂબ થયો. સરકાર આ કાર્યથી વીફરી અને તેમના પર આરોપ મૂક્યો કે કેટલાક વેપારીઓ પર દબાણ કરી આ પ્રમાણે બળજબરીથી કામ કરાવવાના ગુહના બદલ તેમને ૧૮ માસની સજા થઈ. હિંદને મુકિત અપાવવાની તપસ્યામાં તેમને આ ત્રીજી વખત સરકારના પરોણા થવું પડયું. આ વખતે પણ તેઓ પહેલાની માફક આઠ માસ સજા ભોગવી બીજા રાજદ્વારી કેદીઓની માફક છુટા થયા. પણ જે જુવાનનું જીવનવ્રત દેશની મુક્તિ સિવાય બીજું હોય નહિ એના જીવનમાં આરામ લેવાની પળો કયાંથી હોય? જવાહરલાલ છુટયા ને તે સમયે સન ૧૯૨૩ માં નભા રાજ્યમાં અકાળી શિખો પર ગુજરતા સીતમના સમાચાર તેમના જાણવામાં આવ્યા. તુરતજ તેઓ પંડિત કૃપલાની અને શ્રી સંતાનમની સાથે ત્યાં જવા ઉપડયા. સરકાર તેમના પર બરાબર ચોકી કરતી હતી. જ્યારે તેઓ જઈતું પહોંચ્યા ને સરકારી અમલદારે તેમના આગળ મનાઈ હૂકમ ધર્યો. યુવાન જવાહરલાલ આ સહન કરી શકયા નહિ. મનાઈ હૂકમને એક સામાન્ય કાગળનું ફરફરીયું ગણી કાઢી શહેરમાં પ્રવેશ કર્યો. સરકારે તેમને પકડયા ને ચોથી વાર તેમને ૧૮ માસની સજા કરી. જેલમાં મોકલ્યા પરંતુ આ વખતે પણ તેમને બહુ જેલમાં રહેવું ન પડયું. થોડી મુદ્દતમાં સરકારે તેમને છોડી મૂકયા.

કોમળ કાયા, એકધારો આવો સખત કાર્યક્રમ કેમ કરી શકે? તેઓ બહાર નીકળ્યા ને થોડા દિવસમાં મંદવાડમાં પટકાઈ પડયા. તેમને મુદતીયો તાવ લાગુ પડયો, આ તાવથી તેમને ઘણો સમય પથારીમાં કાઢવો પડયો.

૧૯૨૩ ની કોકોનાડાની મહાસભામાં તેમની મુખ્યમંત્રી તરીકે ચૂંટણી થઈ. આ જગ્યા તેઓ આજ સુધી ભોગવતા આવ્યા. છે. આ મહત્ત્વની જગ્યા લીધા પછી તેમણે જે કામ કરી બતાવ્યું છે અને મહાસભાની પ્રતિષ્ઠા પરદેશમાં જે વધારી છે તે અનુપમ છે, આવા મંત્રીની જોડ મહાસભાને પહેલાં મળી નહોતી. તેઓ બોલવા કરતાં કાર્ય કરવામાં વધુ માને છે અને આખો સમય અજબ કામ કરી બતાવે છે. તેમની વ્યવસ્થાશકિત અને કાર્યશકિત આપણા ઓછા હિંદીઓમાં હશે. તેમણે આ સ્થાનને અનુપમ દીપાવ્યું છે અને દેશના નેતાઓને બતાવી આપ્યું છે કે હિંદના યુવકો જવાબદારી-ભરી જગ્યા સારી રીતે દીપાવી શકે છે.

આજ સાલમાં એટલે ૧૯૨૩ ની સાલમાં તેઓ અલ્હાબાદની મ્યુનિસિપાલીટીના પ્રમુખ તરીકે ચુંટાયા, આ જગ્યા તેમણે ત્રણ વરસ સંભાળી અને આ સમયમાં શહેરની ઉત્તમ સેવા બજાવી.

૧૯૨૬ માં તેમનાં પત્નીની તબીયત લથડી અને તેને સુધારા પર લાવવા માટે તેમને ડૉકટરોની સલાહથી યુરોપની મુસાફરીએ ઉપડવું પડયું. તેઓએ એક વરસ યુરોપમાં ગાળ્યું. આ સમય દરમ્યાન યુરોપના મુખ્ય મુખ્ય પ્રગતિશીલ દેશોની મુલાકાતો લીધી. જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમનાથી બની શકયું તે રીતે હિંદુસ્તાનની દુઃખદ સ્થિતિનાં ચિત્રો દેખાડયાં હતાં. હિંદુસ્તાનની મુક્તિ માટે બનેલા ભેખધારી ભરથરી સમા હિંદથી દેશનિકાલ ભોગવતા મહાન ક્રાંતિકારી હિંદીઓને પણ તેઓ મળ્યા.

મુસાફરી કરતા કરતા તેઓ ૧૯૨૭ માં રશિયામાં પધાર્યા. આ દેશનાં પરોક્ષ દર્શન તો તેમણે કયારનાંયે કર્યા હતાં. આજે

રશિયા આખા જગતની આંખે ચઢયું છે. અને એ મહાન દેશે આખી દુનિયાનો નકશો બદલવા જાણે ભીષણ પ્રતિજ્ઞા કરી હોય તેમ દેખાય છે. આ દેશે પોતાના દેશને સ્વતંત્ર કરવાને અનુપમ ભોગ આપ્યો છે અને જગતને જે નવી રાજપદ્ધતિ બતાવી છે તે વિષેનો અભ્યાસ ખાસ પંડિત જવાહરલાલે આ પહેલાં કરી લીધો હતો અને તે અભ્યાસના પોષણથીજ તેમનાં કાયા અને મન વજ્રમય બન્યાં છે. રશિયાની આ નવી રાજ્યપદ્ધતિ તે 'બોલ્શેવિઝમ' વાદ છે. અને આજે દરેક દબાયેલી પ્રજાને આ વાદ ઈશ્વરીવાદ લાગે છે. આ વાદના જન્મદાતા રૂશિયામાં જ્યારે જવાહરલાલ પધાર્યા ત્યારે તેઓ પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા. અહીં તેઓ મુખ્ય રાજદ્વારીઓના પ્રસંગોમાં આવ્યા અને બોલ્શેવિઝમથી આ દેશે કેટલી પ્રગતિ મેળવી છે તે જોઈ લીધી. આ યાત્રાના સંસ્મરણ રૂપે તેમણે એક અંગ્રેજી "સોવીએટ રશિયા" નામનો નાનકડો ગ્રંથ લખ્યો છે.

રશિયા છોડી તેઓ તે વખતે યુરોપમાં ભરાયેલી સામ્રાજ્યવાદ વિરોધીની આંતર 'રાષ્ટ્રીય મહાસભા' માં હાજરી આપી. અહીં તેઓ કાર્યવાહક સમિતિમાં ચુંટાયા અને એક બેઠકના પ્રમુખ ચુંટાયા હતા. અહીં તેમણે બળતા હૃદયે હિંદની દશાનું કરૂણ ચિત્ર દોરી બતાવ્યું. અને એ દુઃખ આ સરકાર નહિ જાય ત્યાં સુધી દુર થશે નહિ એમ સ્પષ્ટ જાહેર કર્યું.

આ મુસાફરીથી અને રશિયાના પ્રવાસથી એમની મહત્ત્વાકાંક્ષા ખૂબ બળવાન બની. તેમને ચોક્કસ લાગ્યું કે મહાસભાએ હવે તો પળ ખોયા વિના પોતાની સંપૂર્ણ સ્વરાજ્યની માગણી કરવી. હિંદ આવ્યા પછી આ ઠરાવ પસાર કરાવવા મદ્રાસની મહાસભાની બેઠક વખતે તેમણે મહેનત ઉઠાવી પણ તેમાં તેઓ ફાવ્યા નહિ, પરંતુ માત્ર તેઓ પોતાના વિચાર છોડી દે તેમ નહોતા, બીજા વરસે કલકત્તાની બેઠકમાં ઠરાવ લાવવા પ્રયત્ન કર્યો પણ ત્યાં તેઓ ફાવ્યા નહિ

પરંતુ ચાલુ સાલના–૧૯૩૦ ની મહાસભાના પ્રમુખ તરીકે તેમની ચુંટણી થઇ. લાહોરમાં ભરાયેલી મહાસભાએ જે પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો, એ ઠરાવ પસાર કરાવવામાં પંડિત જવાહરલાલની જહેમત ખૂબ હતી. આજે ત્રણ ત્રણ વરસથી જે ઠરાવ કરાવવા મહેનત લેતા હતા તે આ વખતે સફળ થયું.

પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ ટુંકું અને લાગણીથી કેટલું ભરેલું છે તે આ સાથે આપેલું ભાષણ વાંચવાથી સમજાશે.

પ્રમુખ તરીકેની પોતાની જવાબદારી તેમણે કેવી સફળતાથી પાર ઉતારી તે મહાત્માજીના શરૂઆતમાં આપેલા ફકરાથી સમજી શકાય છે.

પંડિત જવાહરલાલની પ્રમુખ તરીકેની ચૂંટણીને અનુલક્ષી મહાત્માજીએ યંગ ઇંડિયામાં ‘ યુવકોની કસોટી ’ નામનો જે લેખ લખ્યો છે, તેમાંથી નીચેનાં વાક્યો વાંચવાથી પંડિત જવાહરલાલની શકિત સમજાશે.

“ વીરતામાં એમને ટપી જાય એવું કોઈ નથી. અને સ્વદેશ-પ્રેમમાં એમની આગળ જવાની કોની મજાલ છે ? મને લાગે છે કે આજની ઘડીએ એ ગુણો એ લાયકાત ઓછી કરનારા નહિ પણ વધારનારા છે. જો એમનામાં યોદ્ધાનો જુસ્સો અને ઉતાવળિયાપણું છે, તો સાથે સાથે મુત્સદ્દીની લક્ષતા પણ એમનામાં ઓછી નથી. એ શિસ્તપ્રેમી છે, અને તેથી તે કઠણ લાગે એવી હોય ત્યાં એ તેમણે તેનું કડક પાલન કરી બતાવ્યું છે. એ ઉદ્દામ તો છે જ. પોતાની આજુબાજુનાં પરિવર્તનો કરતાં એમના વિચાર ઘણા આગળ દોડે છે. પણ એ નમ્ર છે, અને તૂટે ત્યાં સુધી ન તણાવા જેટલા વ્યવહારૂ છે. સ્ફાટિક જેવા એ સ્વચ્છ છે. અને એમની સત્યશીલતા વિષે કોઈ શંકા કરી શકે એમ નથી. એ નિર્મળ નિષ્કલંક ક્ષત્રિય છે. એમના હાથમાં રાષ્ટ્ર સુરક્ષિત છે. ”

શ્રી. મહાદેવભાઇ નવજીવનમાં એક ઠેકાણે પંડિત જવાહરલાલનો થોડા શબ્દોમાં પરિચય કરાવે છે તે વાંચવા જેવો છે. “પૂર્ણ સ્વરાજનો ઠરાવ થયો ત્યારે સ્વયંસેવકોમાં જઇને મધરાત પછી ગાયું

અને નાચ્યા એથી કોકને જુદો જ ખ્યાલ આવે. પણ એમની સાથે ૧૯૨૧–૨૨ માં દહાડાના દહાડા રહીને હું એમની મનોદશા સારી રીતે જાણું છું. ‘ કૉમ્યુનિસ્ટ કહેવડાવીને એને અમીર રહેવું છે ’ એવી એમના ઉપર ટીકા થાય છે. પણ ૧૯૨૧ ના દિવસોમાં ગામડાંમાં ખૂબ રખડી રખડીને આવી સ્ટેશન ઉપર મોટર બોલાવ્યા વિના સામાન્ય છકડામાં બેસીને મેલેઘેલે વસ્ત્રે ઘેર આવતા, ત્યારનું એમની માતાનું દુઃખ અને એમનો આનંદ મને યાદ છે. જ્યારે એ બીજીવાર જેલમાં ગયા તે વેળાનું અદાલતમાં કરેલું બ્યાન એમનાં ઉત્તમોત્તમ લખાણોમાં રહી જશે. એનું છેલ્લું વાક્ય કાંઇક આવું હતું એવું મને સ્મરણ છે. દેશના સ્વાતંત્ર્ય માટે જેલમાં જવાનું તો ઘણાને સદ્ભાગ્ય મળતું હશે, પણ મરવાનું તો કોકને જ મળે છે. એ સદ્ભાગ્ય મને કોક દિવસ મળો’ જેલમાં અમે સાથે હતા ત્યારે બીજાની પાસે કામ તો કરાવી શકતા હતા, પણ પોતાનું જ કામ બધું જાતે કરી લેવાનો એમનો આગ્રહ અનુકરણીય હતો. કપડાં ધોવાં એ રમત વાત હતી. પણ એક દિવસ ખાટલાની આખી પાટી કાઢી, અને બાફી અને એને ધોવા ઉપર કેટલાયે કલાક આપ્યા તે હું ભૂલી શકતો જ નથી. આટલું કામ કરતા છતાં જ્યારે સાંજ થતી ત્યારે તોફાન મસ્તી કરતાં તે ચૂકતા નહિ. જોસફ અને એ બંને તો વિલાયતવાસી ખરાને. એટલે વિલાયતના દિવસોનાં અનેક સ્મરણો કરે અને હાથમાં હાથ મેળવીને નાચે ! છતાં આ નાચથી તે જેલમાં છે એ ભાન ભૂલી ગયા કે શૂળીને માંચડે ચડવાનું આવ્યું તો તેની તૈયારી ન બતાવત એમ કોઈ ન કહેશે.

× × × ×

સાચી વાત એ છે કે એમની રગેરગમાં ‘ ઝિન્દાદિલી ’ છે, અને ‘ મુર્દાદિલી ’ એમને જરાયે પસંદ નથી. ‘ મુર્દાદિલી ’ ની એમને ચીડ છે એમ કહીએ તો ચાલે. લાહોરની સ્વયંસેવિકાઓમાં ગાંધીજી ગયા ત્યારે તો બધી સેવિકાઓ જેઓ સામાન્ય રીતે ખૂબ

કૂદાકૂદ અને ઉધમાત ચલાવતી તે ડાહીડમરી થઇને ઉભી રહી. એ કૃત્રિમતા એમને ન ગમી. અને તુરત એમણે બધીને કહ્યું; 'ગાંધીજી આવ્યા તેથી આમ ડોશીઓ જેવી ગંભીર શું બની ગઈ છો? તમે જીવતી જાગતી છો એમ ગાંધીજીને જાણવા દો' જેલમાં હતા ત્યારે કોઈ ટદ્દાર ન ચાલતો હોય તો તેને પાછળથી ધક્કા મારીને કહે, 'આમ શું ચાલે છે? છાતી કાઢીને ચાલની!' દોડતા હોય તો દોડવામાં શાન' જોઇએ; ગધેડો દોડે તેમ નહિ પણ શૂરા સિપાહી દોડે એવું દોડવું જોઈએ એમ કહીને દોડી બતાવે.

× × ×

આની સાથે સાથે, અથવા આ ઝિંદાદિલીમાંથી જ ઉત્પન્ન થતી આત્મશ્રદ્ધાનો એમનામાં પાર નથી. મહાસભાનું ધૂર્યપદ એમના ઉપર નાંખવામાં આવ્યું ત્યારે ગાંધીજીએ તેમને પૂછેલું અને એમણે કહેલું: 'તમે એ ભાર નાંખશો જ તો હું હઠી જાઉં એમ નથી! અને લાહોરમાં ભેગા થયેલા સૌયે જોયું કે પ્રમુખપદે બિરાજતા એ યુવાન પ્રમુખ જાણે અનેક પ્રમુખપદનો અનુભવ લઈને બેઠા હોય એવી રીતે પોતાનું કામ ચલાવતા હતા. બે કાયદે વર્તનારને દાબી દેતા; આદરપાત્રની ઇજ્જત કરતા, તોફાનીને કોઇવાર દબાવતા તો કોઈવાર મનાવતા તો કોકવાર મશ્કરી કરીને ઉડાવતા; એમને જોઇને સૌને એમ થતું કે આ માણસ આવી ગાદીને માટે સર્જાયેલો છે!"

આ વર્ષની મહાસભાનું કામ અને તેણે કરેલા અગત્યના ઠરાવોથી બીજી બધી મહાસભાઓ કરતાં ઘણી મોટી જવાબદારી વહોરી લીધી. પૂર્ણ સ્વરાજ મેળવવાને મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ અતિશય વેગથી ચાલુ રાખવાનો અને મહાસમિતિનો જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે અમુક પસંદ કરેલા કે બીજાં ક્ષેત્રોમાં આને અમુક શરતો રાખીને સવિનય ભંગ અને કર ન ભરવાની હિલચાલ શરૂ કરવાનો અધિકાર મલ્યો. આ ઠરાવ કંઈ શોભારૂપ ન હતો પણ તે પૂર્ણ સ્વરાજ પ્રાપ્ત-મેળવવા માટે જીવન-મરણનો સવાલ છે.

કોંગ્રેસની બેઠક ખલાસ થયા પછી કાર્યવાહક સમિતિ અમદાવાદમાં મળી અને સમિતિએ દેશમાં સત્યાગ્રહની લડત શરૂ કરવાનો ઠરાવ કર્યો. અને સવિનય કાનૂન ભંગ શરૂ કરવાનો કાર્યવાહક સમિતિએ મહાત્માજીને અધિકાર આપ્યો.

આ ઠરાવ પછી દેશમાં જે હિલચાલ શરૂ થઈ અને તેને અંગે શું શું થયું તે સર્વે જાણે છે.

મહાત્માજીએ ૬ ઠી એપ્રીલે આખા ગુજરાતમાં મીઠાના કાયદાનો સવિનય ભંગ શરૂ કર્યો. તે પ્રમાણે યુક્ત પ્રાંતમાં પંડિત જવાહરલાલની સરદારી નીચે અલ્હાબાદમાં તા. ૧૩ મી એપ્રીલને દિવસે મીઠાના કાયદાનો સવિનય ભંગ શરૂ થયો.

પંડિત જવાહરલાલ તા. ૧૪ મી એપ્રીલે રાયપુર (મધ્ય પ્રાંત) માં યુવક સંઘની સભામાં હાજરી આપવા અલ્હાબાદથી નીકળ્યા. ત્યાં તો રસ્તામાંજ ચેઓકી સ્ટેશનથી એમને ગિરફતાર કરી નૈનીતાલની જેલમાં લેઈ જવામાં આવ્યા જેલમાંજ એમનો મુકર્દમો ચાલ્યો. મીઠાના કાયદાની કલમ ૯ મી પ્રમાણેના આરોપસર રાષ્ટ્રપતિ જવાહરલાલને છ માસની સાદી સજા ફરમાવવામાં આવી.

આ પ્રમાણે આખરે સરકારે રાષ્ટ્રપતિ જવાહરલાલને મસ્તકે કાંટાનો મૂક્તિસૂચક મુગટ મૂકયો અને આખા દેશનું અપમાન કર્યું.

રાષ્ટ્રપતિની ગિરફતારીના સમાચાર મહાત્માજીને મલ્યા. પંડિત મોતીલાલજી ઉપર અભિનંદન પાઠવતાં મહાત્માજીએ લખ્યું કે "તમને અને સ્વરૂપરાણીને એક સુખી માતાપિતા તરીકે મારાં અભિનંદન પાઠવું છું. અલ્લાહબાદમાં તેનું સ્થાન તમારે હવે જાળવવાનું રહેશે."

અત્યારે તો રાષ્ટ્રપતિ જવાહરલાલ—આખું હિંદ ગિરફતારીમાં જકડાયેલું છે. આ તો રાષ્ટ્રપતિની રૂપરેખા છે. એમનું જીવન યુવાનોને પ્રાણદાયક છે. તેઓ વહેલા છુટો અને દેશને આઝાદી મેળવવામાં દીર્ઘાયુ થાઓ.

# પ્રકરણ ૨ જું.

અત્યાર સુધી તો આપણે તેમના જીવનનો ટુંક સાર વાંચી ગયા હવે આપણે તેમનામાંના કેટલાક ગુણોનો અભ્યાસ કરીએ તો તે નીચે પ્રમાણે છે.

પંડિત જવાહરલાલ નિયમ પાલનમાં અતિ કડક છે. આ બાબતમાં તેઓ નાના મોટા અને પોતાના કે પારકાનો વિચાર કરતા નથી અને કોઇની પણ શેહમાં તણાતા નથી. આ બાબતમાં તેમના જેવો અડગ નેતા મળવો મુશ્કેલ છે, પોતે નિયમિત છે અને બીજાઓને તેમ કરવા સૂચવે છે. જેલમાં પણ દરેક કામ પોતે જાતે કરે છે. આજનું કામ કાલ ઉપર છોડવું તેમને બીલકુલ પસંદ નથી, અને આને લઇને ઓલ ઇન્ડિઆ કોંગ્રેસ કમિટીમાં નોકરોની ધાંધલ ઉડી જાય છે. આ ઑફીસની વ્યવસ્થા તેમણે બહુજ નિયમિત રાખી છે એમ કહેવું બસ છે. વહેલી સવારના પાંચ બજેથી રાતના દસ બજે સુધી પણ તેઓ કામ કરતાં થાકતા નથી. આવો નિયમિત પુરૂષ અને આળસ વિનાનો પુરૂષ માત્ર નેપોલિયન બોનાપાર્ટ થઈ ગયો છે, એટલે કે નેપોલિયન બોનાપાર્ટની સરખામણિમાં પંડિત જવાહરલાલ ઉતરે તેમ નથી.

## નિર્ભયપણું.

જેલમાં હોય કે જેલની બહાર હોય પણ તેમનામાં દુઃખની છાંટ માત્ર પણ દેખાતી નથી. "સંકટ અને હું બંન્ને સાથે જન્મ્યા છીએ અને દુઃખ એ મારો મોટો ભાઈ છે" એમ જુલીઅસ સીઝર જેવો માણસ પણ માનતો હતો તો જવાહરલાલ માને એમાં કંઈ અતિશયોક્તિ જેવું હોયજ નહિ. આ નિર્ભયપણાને લઇને તેમને ઘણા પ્રસંગે સંકટ સહન કરવું પડયું છે. તેઓ ઘોડા ઉપર કુશળતાથી સ્વારી કરી શકે છે. કઇ પણ જોખમ ભર્યું કામ આવી પડે તો પણ તેઓ

તેમાં ઝંપલાવતાં નીડર રહે છે. પોતાની જીંદગી બલિદાનને માટે જ છે એવી તેમની માન્યતા છે.

સિદ્ધાંતને વળગી રહેનારા તેમના જેવા પુરૂષ આ દેશમાં છે, તેજ આ દેશનું ભાવિ સારૂ એવું સૂચવવાને બસ છે.

## લેખન અને વાંચન.

પંડીત જવાહરલાલના ગુરૂ મહાન ફીલોસોફર અને વિદ્વાન પુરૂષ એફ. ટી. બ્રુકસ હતા એમ તો ગત પ્રકરણમાં આપણે વાંચી ગયા, એટલે તેમને વાંચવાનો શોખ હોય એમાં નવાઈ જેવું નહિ. છતાં પણ તેઓ શેલી, કીટસ, બાયરન અને બટ્રેંડ રસેલ જેવા મહા પુરુષોનાં લખેલાં પુસ્તકો બહુ વાંચતા. ઇ. સ. ૧૯૧૯ માં જ્યારે પંડિત મોતીલાલે "ઇન્ડિપેન્ડન્ટ" નામનું અંગ્રેજી દૈનિક પત્ર કાઢયું ત્યારે પોતે તેના એક માર્ગદર્શક હોવાથી તેમાં હંમેશ લેખો લખતા હતા. તેમના પ્રસિદ્ધ એવાં બે પુસ્તકો સોવીએટ રશીયા અને 'લૅટર્સફ્રોમ એ ફીધર ટુહીઝ ડૉટર' (Letters from a Father to his Daughter) પોતે યુરોપમાં હતા ત્યારે પોતાની પુત્રી ઇંદિરાને લખેલા પત્રોનો સંગ્રહ એટલે 'લૅટર્સ ફ્રોમ એ ફાધર ટુહિઝ ડૉટર છે. આ બન્ને પુસ્તકો ઉપરથી તેમની વિદ્વત્તા જણાઇ આવે છે.

## સંગઠન શક્તિ.

તેમની સંગઠન શક્તિ જાણવા માટે તેમણે જે કાર્ય હાથમાં લીધું છે તે એટલું તો વીશાળ અને વિકટ છે કે તેમનામાં જો એ હોય નહિ તો તે કામ તેઓ હાથમાં લઇ શકત નહિ. આ ઉપરથી તેઓ હિંદને સંગઠન શકિતનો પાઠ પઢાવી રહ્યા છે. આજે જે હિંદમાં ગામે ગામ યુવક સંઘો જેટલા સંગઠનથી સ્થપાયા છે તેનું માન પંડિત જવાહરલાલનેજ ઘટે છે. તરૂણ વર્ગનું અંતઃકરણ તેમણે પોતાની તરફ આકર્ષી લીધું છે, તેનું કારણ તેમનું અપૂર્વ સંગઠન ચાતુર્ય જ છે.

એક લેખકે તેમનું તરૂણ શરીર ઉપર વૃદ્ધ મસ્તક એવું વર્ણન કર્યું છે. પુરાતન કાળમાં બ્રહ્મ કુમારના બ્રહ્મ લગ્ન એવાજ ત્યાગ અને સન્યાસમાં થતાં હતાં. આજે હિંદના તરૂણોમાં જવાહરલાલનું તપથી પવિત્ર થયેલું તેજ અને ઓજસ ચારે બાજુ પૂર જોરથી તપી રહ્યું છે. પંડિત મોતીલાલજીમાં ત્યાગ નથી એમ નહિ પણ તેમના ત્યાગમાં ક્ષત્રિયનું સમર્પણ વધારે છે. ત્યારે ત્યાગ એ જવાહરલાલનો સ્વભાવ સિદ્ધ ધર્મ થઈ પડયો છે, જ્યારે વૃદ્ધ નહેરૂ ક્ષાત્ર તેજથી ઝબુકા લે છે. બોલતાં ચાલતાં તેઓ એક બાળકની જેમ નિર્મળ હાસ્ય કરે છે. જ્યારે પંડિત જવાહરલાલ બોલતાં બોલતાં કદિ હસતા નથી. તેમના મુખ તરફ નજર કરતાં જાણે આખા જગતના પાપ ભારનો જવાબ દેવાને માટે તૈયાર થઈ રહેલા એક સરલ શુદ્ધ નિખાલસ હૃદયની છાપ પ્રત્યક્ષ થાય છે. હસવું જાણે પાપ ન હોય તેવી રીતે સમજીને હાસ્યને દાબી દે છે. ખાસ કરીને માનવ મેદની-ઓમાં આ તેજસ્વી ગાંભીર્ય વધુ સ્પષ્ટ દેખાય છે. ન્હાની ઇંદિરા કોંગ્રેસના ભર મંડપમાં પોતાના દાદાની ટોપી કાઢે છે પણ પિતાની ટોપીને હાથ અડકાડી શકતી નથી.

પંડિત જવાહરલાલ નેહરૂને ગાંધી અને લેલિનને મુકાબલે ગણી લઈએ તો જરાએ વધારે ગણાય નહિ. તેમને ધર્મ ભેદ, જાતિ ભેદ નથી વર્ણ ભેદ નથી તેમજ અંધ અનુકરણ કરવાની વૃત્તિ નથી. ભવિષ્યમાં ક્રાંન્તિ માટે જે યુદ્ધ થવાનું છે તે સારૂ વિશ્વ બંધુત્વનો ફેલાવો થવાની જરૂર છે અને તે જરૂર થશે. અને જ્યાં વિશ્વ બંધુત્વનો ફેલાવો થશે એટલે જાતિભેદ સ્પર્શા સ્પર્શનો પ્રશ્ન દૂર થશેજ.

## બુદ્ધિ.

હિંદમાં બુદ્ધિ શકિતમાં જવાહરનો જોટો નથી એ વાત જગજાહેર છે. બારીસ્ટરના ધંધામાં પણ તે તેટલાજ કુશળ હતા. મોટા મોટા તાલુકાદારો અને જનીનદારો તેમને પોતાના મુકદમા આપતા.

## સંન્યાસ.

એક કોટીધ્વજ શાહુકાર પંડિતના પુત્રરૂપે જન્મેલા હોવાથી તેમની સુખ સંપત્તિઓ અપાર હતી છતાં પોતાના દેશની પરવશતા અને ગરીબ મજુરોની હાયથી કકળી ઉઠેલા આ તરૂણ જવાહરના વિશ્વ પ્રેમથી ઉછળતા હૃદયે ગાંધીજીના નિમંત્રણનો તત્કાળ જવાબ આપ્યો સુખી કુમારે ભીષણ સન્યાસ લીધો ભીષ્મ પ્રતિજ્ઞા કીધી અને સોરઠ, કાઠીઆવાડ, ગુજરાત અને પંજાબ વગેરે પ્રાંતોના નગરોમાં માનવ સમાજની સ્વતંત્રતાના શંખનો તુમૂલ નાદ કર્યો. આ નાદના ધ્વનિએ દેવ માત્રને જાગ્રત કરિ દીધા, મુલક મુલકમાં આઝાદીના રણુડંકા સંભળાયા દેશદેશના લોક નાયકો આ આઝાદીની લડતને ટગર ટગર એકીટસે જોવા લાગ્યા અંધારાને ફેડવા માટે અજવાળાનો દેવ જેમ ધનુષમાંથી બાણુ ફેંકે અને ઝાડ પાડી અંધારૂ ન્હાસે તેમ તેમ સમસ્ત ભારતનાં કાળાં હૃદય કંપી ઉઠયાં અને ઉજળાં હૃદયો આ સંગ્રામ નાદને સાંભળીને ઉમંગને ઉલ્લાસથી ઉભરાયાં.



# પ્રકરણ ત્રીજું

## મહાસભાનું પ્રમુખપદ

જુવાન જવાહરને સમસ્ત ભારતવર્ષની મહાસભાએ પોતાનું અધિપતિપદ આપ્યું અને તેઓએ તે શુદ્ધ ભાવથી સ્વીકાર્યું. અને તેમણે પોતાના અધિપતિપદેથી આપેલા ભાષણ દરમ્યાન નિષ્કામ કર્મવીરોનું ભાવપુજન કર્યું છે તે જ તેમની નિસ્વાર્થ સેવાવૃત્તીનું પ્રમાણપત્ર છે.

## કોંગ્રેસના પ્રમુખ તરીકેનું ભાષણ (ઇ. સ. ૧૯૩૦)

---

મિત્રો,

છેલ્લાં ૪૪ વર્ષ થયાં આ રાષ્ટ્રીય મહાસભા હિંદના છુટાપણા માટે મથી રહી છે. આ મુદત દરમ્યાન તેણે ધીમે પણ મક્કમપણે રાષ્ટ્રમાં ચેતન આણી રાષ્ટ્રીય હીલચાલનું ઘડતર ઘડયું છે. આપણી શક્તિ તેમ જ ત્રૂટીઓથી વાકેફ અને ભવિષ્યને આશા અને ભયની મિશ્રિત લાગણીઓથી જોતાં આપણા ભાવીના કસોટીના સમયે અહીં આપણે મળ્યા છીએ ત્યાં ફળની આશા વિના જેમણે આપણી પૂર્વે આ સેવામાં પોતાનાં જીવન વ્યતિત કર્યાં છે તેમનું સ્મરણ કરવું ઉચિત ગણાશે.

પૂર્વેના ઘણા યોદ્ધાઓ આજે આપણી વચ્ચે નથી. અને આપણે તેમના શ્રમથી ઉભી કરાયલી ઈમારત પર ઉભા રહી તેમના તે શ્રમને ભલે આપણે વખતો વખત ઉતારી પાડીએ. જગત તેમજ વિહરે છે, પણ તેમને તથા જેમણે હિંદની સ્વતંત્રતાના પાયા નાખ્યા છે તેમના કાર્યને આપણે વિસ્મરી શકીએ તેમ નથી. તે જ રીતે જે સ્ત્રી પુરૂષોએ પરિણામની દરકાર કર્યા વિના વિદેશીઓની ધુંસરી સામેના પોતાના નિષેધ તરીકે પોતાનાં ઉગતાં જીવન અર્પ્યા છે યા યાતનાઓ સહન કરવામાં પોતાની યુવાવસ્થા ગાળી છે તે યશશાળી-

ઓને પણ ભુલી શકીએ તેમ નથી. જાહેરની વાહવાહની આશા વિના તેમણે કામ કરી મુંગે મોંઢે સહન કર્યું છે અને પોતાના જ હૃદયના લોહીએ તેમણે હીંદના છુટાપણાના કુમળા રોપાને પોષણ આપ્યું છે. આપણે જ્યારે વિષ્ટિઓ અને સમાધાનીઓ કરતા રહ્યા હતા ત્યારે તેમણે પ્રજાને સ્વતંત્ર થવાનો હક્ક હોવાનું જાહેર કરતાં દુનીયા આગળ આ વાત ધરી કે હીંદ પોતાની હાલની અધોગતિમાં પણ જીવનની ચીણગારી ધરાવે છે કેમકે તેણે જુલમ અને ગુલામીને શરણે થવાની ના પાડી છે. રાષ્ટ્રની ચણતર ધીમે ધીમે ઉંચે આવવા લાગી છે અને અનેક વેળાએ તે તેના શહીદ પુત્રોની લાશો પર ચણાતી ચાલી છે. પૂર્વના વીરો આપણી વચ્ચે નથી પણ તેઓની વીરશ્રી હજી આપણી વચ્ચે છે અને હીંદ અત્યારે પણ જતીનદાસ અને વીજય જેવા શહીદો ઉત્પન્ન કરી શકે છે.

## ઇચ્છા વિરૂદ્ધની પસંદગી.

આ કીર્તિવંત વારસો આપણને મળ્યો છે અને તે તમે મારા હસ્તક મેલવા ઇચ્છો છો? હું જાણું છું કે આ માનવંતો ઓદ્ધો મને એકાએક પ્રાપ્ત થયો છે. તમારી ઇચ્છા બીજાને વરવાની હતી. તેઓ જગતમાં અત્યારે સર્વોપરીસ્થાન ધરાવે છે અને તેથી તેમના કરતાં ઉત્તમ વર્ણુ અન્ય કોઇ ન હોઈ શકે. પણ ભાવી અને તેઓ મળી ગયા અને આ જોખમદારીવાળી ભયરૂપ જગા પર મને મારી ઇચ્છા વિરૂદ્ધ બેસાડી દીધો શું આ મુશ્કેલીમાં મેલવા માટે મારે તમારો આભાર માનવો કે? પણ જેને પોતામાં આત્મવિશ્વાસ નથી તેમાં તમારો વિશ્વાસ મેલવા માટે હું તમારો આભારી છું.

## અશંકાઓ અને શંકાશીલપણું.

આજે આપણી સમક્ષના અનેક રાષ્ટ્રીય પ્રશ્નો તમે ચર્ચશો અને તમારા નિર્ણયથી હીંદના ઇતીહાસની ગતિ ફેરવવાનો સંભવ

રહે છે. પણુ કાંઇ તમારો એકલાનો પ્રશ્ન નથી. આજે આખી દુનિયા અને દરેક દેશ તે વિષેની ગુંચમાં પડયો છે. સુખ સગવડ અને સ્થિરતા લાવનારો વિશ્વાસનો યુગ વીતી ગયો છે અને આપણા પૂર્વજોની નજરમાં જે મહાન અને પવિત્ર હતું તે વિષેના પણ પ્રશ્નો પુછાય છે. દરેક ઠેકાણે અશંકાઓ અને અસ્વસ્થતા છે અને રાજ્ય અને સમાજના પાયા અનેક રૂપાન્તરની દશામાંથી પસાર થાય છે. સ્વતંત્રતા, ન્યાય, મીલકત અને કુટુંબ વિષેના પણ જુના સ્થાપિત વિચારો પર હુમલા થવા લાગ્યા છે જેનું પરિણામ અનિશ્ચીત છે. આપણે આજે એવા સમયમાંથી પસાર થતા રહ્યા છીએ કે જ્યારે જગત એક નવીન વ્યવસ્થાને જન્મ આપી રહ્યું છે.

## દુનિયાની સંસ્કારિતા ઘડવામાં એશીયાનો ફાળો.

ભાવી શું આણુશે તેની કોઈ આગાહી કરી શકે તેમ નથી, પણ આપણે કંઈક વિશ્વાસ સાથે આ કહી શકીએ તેમ છીએ કે એશીઆ અને હીંદ પણ દુનીયાનું ભાવી ઘડવામાં નિશ્ચયાત્મક ભાગ ભજવશે. યુરોપીઅન વડપણના દહાડા વહી જવા આવ્યા છે. યુરોપ પ્રવૃતિનું કેંન્દ્ર થતું અટકયું છે. ભાવી અમેરીકા અને એશીઆ સાથે છે. અસત્ય અને અપુર્ણ ઇતિહાસને લઇને આપણામાંના ઘણાખરાઓ આમ ધારે છે કે યુરોપ હંમેશાં દુનીયા પર વડપણ ભોગવતું રહ્યું છે અને એશીઆ હંમેશાં તેના આધીન રહેતું આવ્યું છે. આપણે ભુલી ગયા છીએ કે એશીઆની સેનાઓ યુરોપ પર ફરી વળી હતી અને ખુદ હાલનું યુરોપ મોટે ભાગે તે આક્રમણ કરનારાઓના વંશજો છે. આપણે ભુલી ગયા છીએ કે એલેકઝાન્ડરની લશ્કરી સત્તાને હીંદે છિન્નભિન્ન કરી નાખી એ મધ્ય એશીઆનું અને હીંદનું પણ ગૌરવ છે. પણુ સક્રિયતામાં પણ એશીઆનો રેકર્ડ તેટલો જ મોટો છે. પણુ કોઈ પણ એવું ઇચ્છતું નથી કે એશીઆ કે યુરોપની સેનાઓ ખંડો પર ફરીને ફરી વળે. આપણે તે ઘણું જોયું છે.

## "સંસ્કૃતિ કોઇ એકજ દેશનો ઈજારો નથી."

આજનું હીંદ જગતની હીલચાલનું અંગ છે. ચીન ટરકી ઇરાન અને ઇજીપ્ત નહીં પણ રૂશીઆ અને પાશ્ચત્ય દેશો પણ આ હીલચાલમાં ભાગ લે છે અને હીંદ તેનાથી અલગ રહી શકે તેમ નથી. આપણને આપણા મુશ્કેલ અને ગુંચવણ ભર્યા પ્રશ્નો ઉકેલવાના છે અને તેમાંથી ન્હાસી છુટી આપણે દુનીયાના વિશાળ પ્રશ્નો પર વિચાર કરવા બેસી શકીએ તેમ નથી, પણ જો આપણે જગતને અવગણીએ તો આપણે તેમ આપણા જોખમે કરીએ છીએ. સંસ્કૃતિ આજે કોઈ પણ એક પ્રજા કે રાષ્ટ્રસૃષ્ટી કે ઈજારો નથી. તેમાં દરેક દેશે પોતાનો ફાળો આપ્યા પછી પોતાની જરૂરીઆતોને બંધ બેસતી અંગીકારી છે અને જો હિંદે કોઇ સંદેશો જગતને આપવાનો હોય-કે જેમ તેણે કરવાની હું આશા રાખું છું-તો તેણે બીજાઓ- માંથી ઘણું જાણવાનું પણ છે.

## હિંદી સમાજીક વ્યવસ્થાની સ્થિતિસ્થાપકતા

જ્યારે રૂપાંતરો થતાં રહ્યાં છે ત્યારે હિંદના ઇતિહાસની ગતિનું સ્મરણ કરવું ઠીક થઈ પડશે. આપણા ઇતિહાસમાં સૌથી આશ્ચર્યજનક આપણી સામાજીક વ્યવસ્થા છે જે અનેક પરદેશી અસરો સામે હજારો વર્ષ થયાં ટકી રહી છે. તેનામાં સર્વને પોતાનામાં સમાવી દેવાના અને સહિષ્ણુતાના ગુણને લઇને તે ટકી રહી છે. કોઇનો નાશ કરવાની નહીં પણ જુદી જુદી સંસ્કૃતિઓ વચ્ચે સામ્યસ્થાપક તેમની તેમ છે. આર્ય-અનાર્યો સાથે સંધિ કરી સામાની સંસ્કૃતિ પરના છેવટના તેના હકની પીછાન કરી અને પારસીઓ જેવા જેઓ બહારથી આવ્યા તેમને અહીં આવકાર આપી તેમને સમાજમાં ઘટતું સ્થાન આપ્યું. મુસ્લીમો આવવા સાથે સમતામાં ક્ષોભ થયો પણ હિંદે તેને ફરી સ્થિર કરવાનું કર્યું અને તેમાં તે ઘણે અંશે ફાવ્યું, આપણા દુર્ભાગ્યે આપણે આપણા મતભેદો દૂર કરી શકીએ

તે પહેલાં રાજદ્વારી ઈમારત તુટી પડી, બ્રીટીશો આવ્યા અને આપણી પડતી થઇ.

## હિંદ પરનું દલિતદલનું કલંક.

એક સ્થિર સમાજની ઉત્ક્રાંતિ કરવામાં હિંદનો મોટો વિજય થયો છતાં એક અગત્યની બાબતમાં નિષ્ફળતા મેળવવાના અંગે તે પડયું અને તેની પડતી ચાલુ રહી. સમાનતાના પ્રશ્નનો કોઈ તોડ ન નીકળ્યો. હીંદે ચાહીને આની અવજ્ઞા કરી અને પોતાની સામાજીક ઈમારત અસમાનતા પર રચી અને આ શોકજનક સ્થિતિનું પરિણામ આ આવ્યું કે આપણે ત્યાં પોતાની ઉત્ક્રાંતિ માટેની તક નહી ધરાવતા લાખો દલિતો છે.

## હીંદુસહિષ્ણુતા અને ઉદારપણું.

અને છતાં જ્યારે યુરોપ ધર્મના યુદ્ધો લડી રહ્યું હતું અને ક્રીશ્ચિઅનો પોતાના તારણહારના નામે કત્લો ચલાવી રહ્યા હતા, ત્યારે હીંદ સહીષ્ણુ રહ્યું હતું, જો કે આ ખેદજનક છે કે આ સહિષ્ણુતા આજે થોડી જ જોવામાં આવે છે. થોડું છુટાપણું અને સમાનતા મેળવવા મથ્યું. તે પ્રાપ્ત કર્યા પછી પણ તે આર્થિક છુટાપણા અને સમાનતા માટે મથે છે. તેથી જ આજે રાજદ્વારીના સ્થાને સામાજીક અને આર્થિક સમાનતાનો પ્રશ્ન મુખ્ય થઈ પડયો છે.

## હીંદે પોતે જ પોતાનું ઘડવાનું ભાવી.

હીંદે પણ આ પ્રશ્નનો તોડ ઉતારવો જોઇશે અને જ્યાં સુધી તે તોડ તે ઉતારશે નહી ત્યાં સુધી રાજદ્વારી અને સામાજીક વિષયમાં તેને સ્થિરતા પ્રાપ્ત થનાર નથી, તેમાં તેને બીજા દેશનું અનુકરણ કરવાની જરૂર નથી. તેણે તેમ પોતાની પ્રજાની બુદ્ધિમત્તાના આશ્રયે અને પોતાની સંસ્કારિતા અનુસાર કરવાનું છે અને તે તોડ ઉતાર્યો કે જુદી જુદી કોમો વચ્ચેના અત્યારે જણાતાં તિવ્ર મતભેદો જે આપણી સ્વતંત્રતાની આડે ઉભા છે તે આપોઆપ અદશ્ય થઈ જશે.

## ગુલામ દેશના ગુલામ હિંદીઓ.

ખરા મતભેદો તો કયારનાએ દુર થયા છે પણ એક બીજાનો ભય અને અવિશ્વાસ જેમના તેમ હોઈ તે કંકાસનાં બી વવાતાં રહ્યાં છે. સવાલ ત્યારે તે ભય અને આ શંકાઓ કેમ દુર કરવી તે છે. સર્વપક્ષીય કમીટી દ્વારા તેમ કરવાનો ગત વર્ષે પ્રયત્ન કરવામાં આવ્યો હતો અને ધ્યેયની દિશામાં ઘણી પ્રગતિ થઇ હતી. પણ આપણે સખેદ સ્વીકારવું જોઈએ કે ફતેહ પૂર્ણ ન હતી. આપણા ઘણાય મુસ્લીમ અને શીખ મિત્રો તે નિર્ણયની સખ્ત વિરૂદ્ધ પડયા અને આંકડા અને ટકા પ્રમાણે ઘણી લાગણી ઉશ્કેરી મેલી. ભય અને અવિશ્વ મહાત કરવા માટે તર્ક અને સમજાવટ બુઠાં હથીયયારો છે. ફક્ત શ્રદ્ધા અને ઉદારતાજ તેમને જીતી શકે. હું એટલીજ આશા રાખું કે જુદી જુદી કોમના નેતાઓ આ શ્રદ્ધા અને ઉદારતા મોટે ભાગે દાખવશે. એક ગુલામ દેશમાં જો આપણે ગુલામો રહ્યા તો આપણને કે આપણી કોમને તેથી શો લાભ? અને એક વેળાએ હીંદ પોતાની બેડીઓ તોડી અને સ્વતંત્રતાના વાતારણમાં ફરી વિચરવા લાગ્યું તો આપણે શું ખોવાનું છે? પરદેશીઓ કે જેઓ આપણા નથી અને જેમણે આપણને બંધનમાં રાખ્યા છે તેઓ આપણા છુટાપણાના ખુદ હકનો પણ ઈનકાર કરે છે; તેમને આપણા વધુ હક્કોના રક્ષક નીમીશું? કોઇ પણ બહુમતી એક નિશ્ચયવાળી લઘુમતીને ચગદી નાંખી શકે તેમ નથી અને કોઈ પણ લઘુમતી ધારાસભામાં થોડી વધુ બેઠકો મેળવી પોતાનું પુરૂં રક્ષણ કરી શકશે નહિ. દુનિયામાં આજે લગભગ બધે એક ઘણીજ નાની લઘુમતી ધમ અને સત્તા ધરાવતી હોઈ મોટી બહુમતી પર શાસન ચલાવે છે.

## કોમીવાદની નિર્બળતા

ધર્મમાં અંધશ્રદ્ધાળુપણા માટે તથા સિદ્ધાંતવાદી થવા પ્રત્યે મારે કોઈ મમતા નથી અને મને જાણીને આનંદ થાય છે કે તે

નબળાં પડતાં જાય છે. તેમજ હું કોમીવાદને કોઈ પણ રીતે ચાહતો નથી. રાજદ્વારી અને આર્થિક હકો કોઇ પણ ધાર્મિક સમુહ કે કોમના સભ્ય થવા પર શા કારણે આધાર રાખે તે હું સમજી શકતો નથી. ધર્મમાં છુટાપણાનો અને પોતાની સંસ્કારિતા પ્રત્યેનો દાવો હું પુરતી રીતે પીછાની શકું છું અને ખાસ કરીને હીંદે તેવા હકોનો સ્વીકાર કર્યો છે ત્યાં તે ચાલુ રહેવાનું મુશ્કેલ હોઈ શકે નહીં આપણે તેવા ભય અને અવિશ્વાસ નીર્મૂળ કરવા માટેનો કોઈક માર્ગ કાઢવો જોઇએ. એક આધીન પ્રજાનું રાજપ્રકરણ મોટે ભાગે ભય અને અધિકાર પર આધાર રાખે છે અને તેમાંથી આપણે સહેલાઇથી નીકળી જઇ શકીએ તે માટે ઘણા લાંબા સમયની આધીનતા ભોગવતા રહ્યા છીએ.

## હીંદુઓ પ્રત્યે.

હું એક હીંદુ જન્મ્યો છું પણ તે કહેવડાવવામાં કે હીંદુઓવતી બોલાવવામાં કેટલો વ્યાજબી છું તે કહી શકું નહી. પણ આ દેશમાં જન્મ પર હજીય ભાર મેલાય છે અને જન્મહકથી હું હીંદુ આગેવાનોને કહેવાની હીંમત કરીશ કે ઉદારતામાં આગેવાની લેવી તે તેમણે પોતાનો હક ગણવો જોઇએ. ઉદારતા એ ગુણ માત્ર નથી, પણ તે સુરાજ્ય કારણ છે અને સ્વતંત્ર હીંદમાં હીંદુઓ ક્યારે પણ સત્તાહીન બને એ મારા ગળે ઉતરી શકતું નથી, મને સંબંધ છે ત્યાં સુધી હું મારા મુસ્લીમ અને શીખ મિત્રોને વિનવીશ કે તેમણે મારા તરફના કોઈ પણ જાતના વાધા કે દલીલો વિના પોતાને જોઇએ તે મેળવવું. હું જાણું છું કે વખત એવો વહેલો આવશે કે જ્યારે તે નામો અને લેબલોની કીંમત કાંઈ પણ હશે નહીં અને આપણી લડત આર્થિક ધોરણે ઘડાશે. દરમ્યાન પરસ્પરની ગોઠવણોનો અર્થ કાંઈજ નથી. સિવાય કે આપણી પ્રગતિને આડેની દીવાલો આપણે ઉભી ન કરીએ.

## "સર્વપક્ષીય અહેવાલનો ઇન્કાર કરો"

સમય ખચીતજ હવે આવી પહોંચ્યો છે કે જ્યારે આપણે સર્વપક્ષી રિપોર્ટને એક બાજુએ હડસેલી મેલવો જોઇએ અને આપણે આપણા ધ્યેય નિરંકુશપણે આગે કુચ બઢાવવી જોઇએ. ગત સર્વપક્ષીય યોજના બહાલ રાખવા માટે એક વર્ષની મુદત બાંધી હતી. તે વર્ષ હવે લગભગ પુરૂં થયું છે અને તેના પરિણામે હવે સ્વતંત્રતા જાહેર કરવાનો અને તે પ્રાપ્ત કરવા ઉપાયો યોજવાનો કોંગ્રેસમાં વખત આવી પહોંન્યો છે.

### દમન અને વધુ દમન.

તે વર્ષે સંસ્થાનિક સ્વરાજ્ય કે સર્વપક્ષીય બંધારણ આણ્યું નથી તેને બદલે આપણી રાષ્ટ્રીય અને મજુર હીલચાલોનું વધુ દમન થયું છે. આજે આપણા કેટલાક મિત્રો પરદેશી સત્તાને અંગે આપણાથી વીમુખ કરાયા છે? કટલાક દેશનિકાલની સજાઓ ભોગવે છે અને તેમને અહીં પાછા ફરવાની સવડતા મળતી નથી. આપણો દેશ લોખંડી પંજામાં જકડાયલો છે અને પોતાનું માથું ઉચકવાની હીંમત કરનાર આપણામાંના ગમે તેટલા ઉત્તમ નેતા પર શેદનો કોરડો ઉગામાયલો છેજ. કલકત્તાના ઠરાવનો ઉત્તર સ્પષ્ટ છે.

### વાઇસરોયની ઓફરની મીમાંસા.

કુલ્લે સુલેહની દેખીતી ઓફર કરાઈ છે. વાઇસિરોયે બ્રીટીશ સરકારવતી જાહેર કર્યું છે કે હીંદી નેતાઓને હીંદના ભાવી બંધારણ સંબંધી મસલત કરવા આમંત્રવામાં આવશે, વાઈસિરોયે ઠીક કહ્યું અને તેમની ભાષા સુલેહ ભરી હતી પણ તેમની શુભ નિષ્ઠા અને વિનયી વાક્યો પણ આપણી સામેની વસ્તુસ્થિતિની જગા લઈ શકે તેમ નથી. બ્રીટીશ મુત્સદીગીરીના ભુલભુલામણીવાળા માર્ગોનો આપણને પુરતો અનુભવ છે. બ્રીટીશ સરકારની ઓફર મોઘમ હોઇ તેમાં ચોક્કસ વર્તન માટે કોઈ વચન અપાયલું નથી. બહુ લાંબી ગણત્રીએ તે કલકત્તાના ઠરાવનો જવાબ મનાય. અનેક

રાજદ્વારી પક્ષોના આગેવાનો તે પછી મળ્યા અને તે પર વિચાર ચલાવ્યો. તેઓ સુલેહ ચાહતા હોવાથી અને અર્ધ માર્ગે મળવા ખુશી હોવાથી તેનો તેમણે ઘણો માફક અર્થ કર્યો પણ વિનયીપણે તેમણે કઈ શરતોએ તે ઓફર સ્વીકારાય તેમ છે તે સ્પષ્ટ કર્યું. તે ઓફર સ્વતંત્રતામાં માનનારાઓ અને આપણી વચ્ચે મતભેદ પડાવવાની યુક્તિ હતી તેવી ખાતરી ધરાવનારાઓને આથી ઘણો આઘાત થયો અને તેઓ શંકાશીલ બન્યા. જ્યારે બહારની માનભરી સુલેહ માટેની તક આપણી સામે હતી ત્યારે શું આપણે ભયંકર રાષ્ટ્રીય લડત કે જેમાં ઝંપલાવતાં આપણામાંના ઘણાઓને અનિવાર્યપણે ખમવું પડે તેમ છે તેમાં ઉતાવળે ઝંપલાવવામાં વ્યાજબી છીએ ?

આવાં ભારે હૃદયમંથન પછી અમે તે જાહેરનામા પર સહી કરી અને અમે તે વ્યાજબી કે ગેરવ્યાજબી કર્યું તે હું આજે જાણતો નથી. તે પછી બ્રીટીશ પાર્લામેન્ટમાં ખુલાસા થયા છે અને જાહેરનામાંની વિસ્તૃતા સમજાવવામાં આવી છે અને માંગણીના ખરા અર્થ વિશે કંઈ શક હોય તો તે દુર થયો હતો. તમારી વર્કીંગ કમીટીએ પણ સંદેશાનું દ્વાર ખુલ્લું રાખી છેવટનો નિર્ણય કરવાનું આ કોંગ્રેસ પર છોડયું.

## મી. વેજવુડને જવાબ.

છેલ્લા થોડા દીવસ દરમીયાન આ બાબત વીશે બ્રીટીશ આમની સભામાં બીજીવાર ચર્ચા ચાલી અને હીંદી પ્રધાને એવું બતાવી આપવાનો પ્રયત્ન કર્યો છે કે બ્રીટીશ સરકારોએ લાગલાગટ માત્ર શબ્દો નહીં પણ કાર્યોથી હીંદ પ્રત્યેની પોતાની લાગણી સિદ્ધ કરી આપવાનો પ્રયત્ન કર્યો છે. મી. વેજવુડ બેન હીંદ વીશે કંઈ કરવા માગે છે અને હીંદી પ્રજાની ભલી લાગણી માટે તેઓ ઇંતેજાર છે તે આપણે કબુલ કરવું જોઇયે, પણ પાર્લામેન્ટમાંનું તેમનું અને બીજાઓનું ભાષણ આપણને ઘણે દૂર લઈ જઇ શકતાં નથી.

વ્યવહારમાં સંસ્થાનિક દરજ્જો અપાયો છે એ આપણે માટે એક જાળ છે અને તેથી આપણું શોષણ ઘટયું નથી. હીંદી પ્રજા પરનો બોજો આજે પણ વધારે છે અને તેનું કારણ આ કાર્યમાંનો સંસ્થાનીક દરજ્જો અને ૧૦ વર્ષ પરના કહેવાતા બંધારણના સુધારા છે. લંડનમાંના હાઇ કમીશનરો, લીગ ઓફ નેશન્સમાંના પ્રતીનીધીઓ, સામગ્રીની ખરીદી અને હીંદી ગવર્નરો અને ઉંચા ઓદ્ધાઓ એ આપણી માંગણીનો ભાગ છેજ નહી. આપણે હીંદના ગરીબોનું શોષણ બંધ પાડવા માંગીએ છીએ અને ઓદ્ધાનો મોહ નહી પણ ખરી સત્તા મેળવવા ઇચ્છીએ છીએ. મી. વેજવુડ બેને છેલ્લા કાયદામાં થયેલા કાર્યની નોંધ રજુ કરી છે. તેઓ પંજાબમાંના લશ્કરી કાયદા, જલીયાનવાલા બાગમાંના ગોળીબાર અને હીંદના સંસ્થાનિક દરજ્જાની મુદત દરમીયાન હીંદમાંની દમન અને શોષણ નીતિ વીશે ઇશારો કરી પોતાની નોંધ મોટી કરી શકતે. સંસ્થાનીક દરજ્જાનો તેઓ શું અર્થ કરે છે તે તેમણે આપણને સમજાવ્યું છે. તેનો અર્થ મુઠીભર હીંદીઓને સત્તાનો ઓળો આપી જનસમૂહને શોષવાનો હોઇ શકે.

## આપણે સહકાર કરી શકીએ કે ?

કોંગ્રેસ શું કરશે ? સહકાર માટેની શરતો પળાવા વિનાની રહી છે. આપણને ખરૂં છુટાપણું મળશે એવી બાંહેધરી ન મળે ત્યાં સુધી આપણે સહકાર કરી શકીએ ? આપણા સાથીઓ તુરંગમાં છે અને દમનનીતિ ચાલુ છે ત્યાં સુધી આપણે સહકાર કરી શકીએ કે ? આપણો લાભ લેવામાં આવતો નથી પણ આપણને ખરી સુલેહ શાંતિ મળશે એવી ખાત્રી આપવામાં ન આવે ત્યાં સુધી આપણે સહકાર કરી શકીએ કે ? બાયોનેટ તાકવાથી અને જ્યાં સુધી પરદેશીઓની આપણા પર સત્તા રહેશે ત્યાં સુધી શાંતિ નહીં આવે. કંઈ નહી તો આપણે તે માટે સંમતિ ન આપવી.

## આપણો આદર્શ સ્વતંત્રતા

કલકત્તા ખાતેનો ઠરાવ ટકી રહેતો હોય તો આપણી સમક્ષ આજે માત્ર એકજ આદર્શ છે અને તે સ્વતંત્રતાનો છે. જગતમાં આજે સ્વતંત્રતા એ સુખદ શબ્દ નથી. કારણુ કે તેનો અર્થ એકાંત અને છુટા પડવાનો થાય છે. સભ્યતાએ પુરતી સંકુચીતતા અને સહકાર તેમજ પરસ્પર સહાય માટે વિશાળ ટોળાં ઉભાં કર્યા છે. પણ આપણે સ્વતંત્રતા શબ્દ વિશાળ અર્થમાં વાપરીએ છીયે. સ્વતંત્રતાનો અર્થ આપણે બ્રીટીશ સત્તા અને બ્રીટીશ શાહીવાદમાંથી સંપુર્ણ છુટવાનો કરીએ છીએ. છુટાપણું મેળવ્યા પછી હીંદ દુનીયા સાથે સહકાર અને સંપ કરવાના સઘળા પ્રયત્નોને આવકારદાયક ગણશે અને જે મોટા ટોળાનું તે સમાન સભ્ય હોય તેને પોતાની સ્વતંત્રતાનો થોડોક ભાગ પણ આપવાનું કબુલ કરશે.

## શહેનશાહતની મૃત્યુ લાવનારી કોટી.

બ્રીટીશ શાહનશાહત આજે એવું ટોળું નથી અને મૂળ વતનીઓની ઇચ્છા ઉપરાંત તેમની જમીનનો મોટો વિસ્તાર પોતાને હસ્તક ધરાવે છે ત્યાં સુધી તે તેવું થઈ શકે તેમ પણ નથી, જ્યાં સુધી શાહીવાદનું ધોરણ અને બીજી પ્રજાનું શોષણ તેનો ખોરાક છે ત્યાં સુધી તે ખરૂં સામ્રાજ્ય થઇ શકે નહીં. બ્રીટીશ શહેન-શાહતમાં ધીમે ધીમે રાજદ્વારી વિર્જસન થવા માંડયું છે. તે ડામા-ડોળ સ્થિતિમાં છે. દક્ષિણ આફ્રિકા તે કુટુંબનું સુખી રાજ્ય નથી. તેમ આયર્લેન્ડ પણ સુખી નથી. ઈજીપ્ત સરકી પડે છે. શાહીવાદ અને તેની સાથેના તત્ત્વોનો ત્યાગ ન થાય ત્યાં સુધી હીંદ એ સામ્રાજ્યનું કદી પણ સમાન સભ્ય બની શકે નહીં. જ્યાં સુધી તેમ નહીં થાય ત્યાં સુધી હીંદની સ્થિતિ શહેનશાતમાં તાબેદાર જેવી રહેશે અને તેનું શોષણ ચાલુ રહેશે. બ્રીટીશ શહેનશાહત સાથેની કોટી ભયંકર છે. તે પ્રાણ પુરનારી સ્નેહત્સરી કોટી નથી અને જો તેવી ન હોય તો મૃત્યુ લાવનારી કોટી છે.

# ખરી શાંતિ ક્યારે ?

દુનીયાની શાંતિની વાત થઈ છે અને દુનીયાના દેશોએ તેના કોલકરાર પર સહી પણ કરી છે પણ કોલકરાર છતાં હથીયારબંધી વધે છે અને શાંતિની દેવીને ચરણે માત્ર સુંદર વકતૃત્વરજ ધરાય છે. જ્યાં સુધી એક દેશ પર બીજા દેશની સત્તા રહેશે અને એક વર્ગ બીજાને ચુસશે ત્યાં સુધી અત્યારની સ્થિતિ ઉથલાવી નાખવાના પ્રયત્ન થશે અને ટકી શકે તેવું સમતોલપણું રહેશે નહીં. શાહીવાદ અને મુડીવાદમાંથી સુલેહશાંતિ જન્મીજ ન શકે. અને બ્રીટીશ સામ્રાજ્ય એ પર ટકી રહ્યું છે અને જનસમૂહને શોષવાનું તેનું ધોરણ છે તેથી આપણને તેમાં રાજીખુશીનું સ્થાન નથી. જ્યાંસુધી આપણા જનસમૂહ પરનો નુકશાનકારક બોજો ન દુર થાય. તેમને લાભ ન મળે ત્યાં સુધી જે કંઈ મળે તે લાભકારક ન જણાય. મહાન શહેનશાહતનો બોજો ભારે છે અને આપણી પ્રજાએ તે લાંબા વખત સુધી ઉપાડયો છે. તેમનો જુસ્સો મરી ગયો છે. શોષણનો બોજો ચાલુ રહે તો તેઓ સામ્રાજ્યની ભાગીદારીમાં કેવી રીતે લાભ લઈ શકે ? આપણે જે અનેક સવાલોની સામે થવાનું છે તેમાંના ઘણા સ્થાપીત હક્કના છે અને તે બ્રીટીશ સરકારે ઉત્પન્ન કરેલા અથવા તેના તરફથી ઉત્તેજીત થયેલા છે. દેશી રાજ્યોના રાજ્યકર્તા, બ્રીટીશ અમલદારો અને બ્રીટીશ તથા હીંદી થાપણવાળાઓ અન જમીનદારોના માલીકોનાં હિત આપણા પર લાધવામાં આવ્યાં છે અને તેઓ રક્ષણ માટે પોકાર ઉઠાવી રહ્યા છે. લાખો માણસોને રક્ષણની જરૂર છે અને તેમના કોઈ હીમાયતી નથી, જ્યાંસુધી બ્રીટીશ શહેનશાહત ગમે તે રૂપમાં ચાલુ રહેશે ત્યાંસુધી તે આ સ્થાપિત હક મજબુત બનાવશે અને નવા ઉભા કરશે. અને તેમાંના દરેક આપણા માર્ગમાં નવી મુશ્કેલી ઉભી કરશે. જરૂર પડતાં સરકારને દમનનીતિ પર આધાર રાખવાનો

છે અને તેના અમલનું ચિન્હ જાસુસી છે અને એજન્ટો, ઉશ્કેરણી ચલાવનારાઓ, બાતમીદારો અને ગુનાહ કબુલ કરનારાઓની તેની પાસે લંગાર લાગેલી છે.

## સંસ્થાનિક સ્વરાજ્યથી ખરી સત્તા નહી મળે.

સ્વતંત્રતા અને સંસ્થાનિક દરજ્જા સંબંધી આપણી વચ્ચે ઘણી તકરાર થઇ છે અને શબ્દોની મારામારી પણ થઇ છે. પણ ખરી વસ્તુ ગમે તે નામે સત્તા જીતવાની છે. ગમે તે રૂપમાં સંસ્થાનિક સ્વરાજ્ય મળવાથી આપણને ખરી સત્તા મળે એમ હું ધારતો નથી. કબજે રાખીને પડેલું પરદેશી લશ્કર અને આર્થિક અંકુશ ખેંચી લેવડાવામાં આ સત્તાની કસોટી છે. આપણે આથી આ બાબત પર લક્ષ આપવું અને બીજાું તો આપોઆપ તેની પાછળ ચાલ્યું આવશે.

## જગતને જાહેરાત.

આપણે આજે હીંદ માટે સંપૂર્ણ છુટાપણું માગીએ છીએ. આનો કોન્ગ્રેસે સ્વીકાર કર્યો નથી અને આપણે શું કરવું તે નક્કી કરવાનો બ્રીટીશ પાર્લામેંટનો હક પણ તે સ્વીકારશે નહી. આપણે તેને અપીલ કરતા નથી. આપણે પાર્લામેંટને અને જગતના અંતઃકરણને અપીલ કરીએ છીએ અને હું આશા રાખું છું કે, આપણે એમ જાહેર કરીશું કે હીંદ કોઈ પણ પરદેશી સત્તાને તાબે થશે નહી આપણે આજે કે કાલે આપણી ઇચ્છાનો અમલ ન કરાવી શકીએ ? આપણી નબળાઇનું આપણને ભાન છે અને બળ માટે આપણને અભિમાન કે મગરૂરી નથી પણ કોઈ પણ અને ખાસ કરીને ઇંગ્લાંડે આપણા નિશ્ચયના બળ વિશે ભુલ ન કરવી કે ઓછી ગણતરી ન કહાડવી, પરિણામના પુરેપુરા ભાન સાથે અને પીઠ બતાવ્યા વિના આપણે નિશ્ચય કરીશું. મોટા દેશનું મન સ્પષ્ટ થાય અને તે નિશ્ચય કરે ત્યારે તેને લાંબા વખત સુધી

ગભરાવી દબાવી શકાશે નહી. આપણે આજે નિષ્ફળ નીવડીયે અને આવતી કાલે પણ ફતેહ નહી મળે તો તે પછીને દીવસે ફતેહ મળશે.

## ઘર ભાંગીને તુરંગમાં જવા કોઇ રાજી હોય ?

આપણે કજીયાથી કંટાળી ગયા છીએ. આપણા દેશ માટે રચનાત્મક કામ કરવા માંગીએ છીએ. આપણાં ઘર ભાગે અને આપણા જુવાનો તુરંગમાં જાય કે વેદી પર હોમાય તે દેખાવથી આપણને આનંદ ઉપજે છે કે ? કામદારને હડતાળ પાડવાનું અને કંગાલને પગાર ખોવાનું અને ભુખે મરવાનું ગમે છે કે ? બીજો કોઈ રસ્તો હોતો નથી ત્યારે ફરજીયાત તેને તેમ કરવું પડે છે. અને અંતે આપણામાંના આ રાષ્ટ્રીય ઝઘડાનો માર્ગ લે છે તેમને માનવંત સુલેહ માટે બીજો કોઈ રસ્તો જડતો નથી. પણ આપણે આતુર છીએ, અને જેઓ આપણો હાથ પકડવા ઇચ્છતા હોય તે બધા તરફ ભાઇચારાના હાથ મેળવવામાં આવશે; પણ એ હાથ પાછળનું શરીર અન્યાય આગળ નમશે નહીં અને એ શરીરમાંનું માનસ અગત્યના મુદ્દાની બાબતમાં નમતું આપશે નહીં.

## આ યોજનાને ઘડવાનો નહીં પણ કામ કરવાનો વખત છે.

આપણી સમક્ષની લડત પછી આપણું ભાવી બંધારણ નક્કી કરવાનો સમય આવ્યો હતો. બે વર્ષ કે તેથી વધુ વખતથી બંધારણ ઘડયું છે અને સર્વપક્ષીય પરિષદે પોતાની યોજના ઘડી કહાડી તે પર પોતાની મોહર મૂકી છે અને કાંગ્રેસે એક વર્ષ માટે તે બહાલ રાખી. આ યોજના પાછળ લેવાયલો શ્રમ વ્યર્થ ગયો નથી અને હીંદને તેથી લાભ થયો છે. પણ વર્ષ પુરૂં થયું છે પણ નવા સંયોગો ઉભા થયા છે તે જોતાં બંધારણ ઘડવાની નહીં પણ કાર્ય કરવાની જરૂર ઉભી થઇ છે. આમ છતાં આપણી સમક્ષના સવાલો જે આપણી પ્રગતિની અને ભાવી બંધારણની

આડે આવે તે તરફ આપણે બેદરકાર રહી શકીએ તેમ નથી, આપણે સમાજનો બંધબેસ્તો ફેરફાર કરી સમતોલપણું જાળવી રાખવાનું છે અને હીંદમાં તકરારનું મુળ થઈ પડેલા તત્ત્વોને દુર કરવાના છે.

## હીંદને સામ્યવાદને પંથે ગયા વિના નહીં ચાલે.

મારે નિખાલસપણે કબુલ કરવું જોઇએ કે હું સામ્યવાદી અને પ્રજાસત્તાવાદી છું અને રાજા મહારાજાઓ અને હુન્નર ઉદ્યોગના શાહ સોદાગરે ઉત્પન્ન કરેલી હાલની પ્રથા કે જેથી તેમની સત્તા જુના રાજાઓ કરતાં પણ માણસોના ભાવી પર વધુ છે તેમાં માનનારો નથી, આમ છતાં હું એટલું તો કબુલ કરૂં છું કે પ્રજાકીય બંધારણવાળું મંડળ દેશના અત્યારના સંયોગોમાં સામ્યવાદનો પુરેપુરો કાર્યક્રમ અખત્યાર ન કરી શકે પણ આપણે સમજવું જોઇયે કે સામ્યવાદનું તત્ત્વજ્ઞાન આખી દુનીયાના સમાજની આખી રચનામાં દાખલ થઇ ચુકયું છે અને તે પાર પાડવા માટે કેટલી ઝડપે આગળ વધવું અને કઈ રીતે આગળ વધવું તે વીશેજ તકરાર છે.

હીંદ જો પોતાના દારિદ્રય અને આસમાન સ્થિતિનો અંત લાવવા ઇચ્છતું હોય તો તેને પણ એજ માર્ગે જવું પડશે, જો કે તે પોતાની રીત અખત્યાર કરે અને પોતાની પ્રજાની બુદ્ધિ ડરાવે તે આદર્શ રાખે.

## ત્રણ મુખ્ય સવાલો–નાની કોમ.

આપણી સમક્ષ લઘુમતી કોમ, દેશી રાજ્યો. કામદારો અને ખેડુતોના મોટા સવાલ છે. લઘુમતી વિષે મેં અત્યાર અગાઉ વિવેચન કર્યું છે. હું એકવાર ફરીને જણાવીશ કે આપણે આપણા શબ્દો અને કાર્યોથી પુરેપુરી ખાત્રી આપવી કે લઘુમતી કોમની સભ્યતા અને કથા સહીસલામત રહેશે.

## રાજાઓના સ્વદેશાભિમાનનો નમુનો.

દેશી રાજ્યો હીંદ માટે પણ જુના જમાનાના રહી ગયેલા આશ્ચર્યકારક અવશેષો છે. ઘણા રાજકર્તાઓ રાજાઓના દેવતાઈ હકમાં માને છે અને પોતે પુતળા જેવા રાજ્યકર્તાઓ હોવા છતાં રાજ્ય અને તેની મીલ્કત પોતાની ઈચ્છા પ્રમાણે ખરચી શકે એવી અંગત મીલ્કત માને છે. તેમનામાંના થોડાકને જવાબદારીનો ખ્યાલ છે અને તેમણે પોતાની પ્રજાની સેવા બજાવનારો પ્રયત્ન કર્યો છે. બીજા ઘણાઓના સંબંધમાં જાણવાજોગ કંઇ નથી પણ તે માટે તેમને ઠપકો દેવાનું કદાચિત ગેરવ્યાજબી ગણાશે કારણ કે તેઓ તો દુષ્ટ પદ્ધતિની નીપજ છે અને એ પદ્ધતિજ કહાડી નાખવી પડશે. એક રાજ્યર્ત્તાએ આપણને નીખાલસપણે જણાવ્યું છે કે હીંદ અને ઈંગ્લાંડ વચ્ચે યુદ્ધ જાગે તો પણ હું ઈંગ્લાંડના પક્ષમાં રહી મારી માતૃભૂમિ હીંદની સામે લડું. તેના સ્વદેશાભિમાનનું આ માપ છે. આથી તેઓ દાવો કરે છે અને બ્રીટીશ સરકાર સ્વીકારે છે કે કોઈ પણ કોન્સફરન્સમાં રાજાઓજ પોતાની પ્રજાના પ્રતિનીધિ તરીકે હાજર રહી શકે અને તેમની પ્રજામાંથી કોઇપણ કંઈ ન કહી શકે તો તેથી આશ્ચર્ય પામવાનું નથી. દેશી રાજ્યો હીંદના બાકીના ભાગથી અલગ ન રહી શકે, અને તેમના રાજ્યકર્ત્તાઓએ પણ બીજાઓને માર્ગે જવાનું છે, સિવાય કે તેઓ પોતાની અનિવાર્ય ખામીનો સ્વીકાર કરે, દેશી રાજ્યોનું ભવિષ્ય નક્કી કરવાનો હક દેશી રાજ્યોની પ્રજાનેજ છે અને પ્રજામાં રાજ્યકર્ત્તાઓનો પણ સમાવેશ થઇ જાય છે. આ કોંગ્રેસ આત્મનિર્ણયનો હક માગે છે, તે દેશી રાજ્યોની પ્રજાને તેની ના ન પાડી શકે. તે દરમ્યાન કોંગ્રેસ જે રાજાઓ તૈયાર છે તેમની સાથે મસલત ચલાવવાને રાજી છે, કે જેથી ઉપાયો યોજી શકાય. કોઇ પણ સંયોગોમાં દેશી રાજ્યો પ્રત્યે દુર્લક્ષ કરવાનું નથી.

## ખેડુતો અને કામદારોનો મોટો સવાલ.

આપણો ત્રીજો સવાલ સૌથી મોટો છે. કારણ કે હીંદ એટલે ખેડુત અને કામદાર વર્ગ અને આપણે તેમને જેટલા ઉંચા ચઢાવીએ અને તેમની માગણી જેટલે અંશે તેટલી હદે આપણા કામમાં આપણને ફતેહ મળશે. અને આપણી પ્રજાકીય ચળવળના બળનું માપ આપણે તેને વળગી રહીએ તે પરથી નીકળશે. તેમની લડત એ દેશની લડત છે અને તે ઉપાડી લેવાથી તેમને આપણે આપણા પક્ષમાં મેળવી શકીએ. કોંગ્રેસે તેમના પ્રત્યે પોતાની શુભેચ્છા પ્રદર્શિત કરી છે પણ તે ઉપરાંત કંઇ કર્યું નથી. કોંગ્રેસે મુડી અને મજુરી એ જમીનદાર અને ગણોતીઆ વચ્ચે વ્યાજબી રીતે સમતોલપણું જાળવી રાખવું જોઇએ, પણ સમતોલપણું એક તરફ ઢળી ગયું છે અને એ સ્થિતિ ટકાવી રાખવી તે અન્યાય અને શોષણ ચાલુ રાખવા સમાન છે, વ્યાજબી માર્ગ એક વર્ગની બીજા પરની સત્તા કાઢી નાખવાનો છે. ઓલ ઇંડીયા કોંગ્રેસ કમીટીની થોડા મહીના પર મુંબઇમાં મળેલી સભાએ સામાજીક અને આર્થિક સ્થિતિમાં ફેરફાર કરવાનો આ આદર્શ સ્વીકાર્યો છે. મને આશા છે કે કોંગ્રેસ પણ તે પર પોતાની મોહર લગાવશે અને તાત્કાલિક અમલમાં મુકી શકાય તેવા ફેરફારનો કાર્યક્રમ ઘડી કાઢશે.

## દેશના ખરા ટ્રસ્ટી કોણ?

આ કાર્યક્રમમાં કોંગ્રેસ–સામટી કોંગ્રેસ તરીકે ઘણી આગળ વધી ન શકે પણ તે છેવટનો આદર્શ લક્ષમાં રાખી તે પાર પાડવા માટે પ્રયત્ન કરે. સવાલ માત્ર મજુરોના દર અને માલેક કે જમીનદાર તરફથી સખાવત તરીકે મળતી મદદનો નથી. હુન્નર ઉદ્યોગ અથવા જમીનમાં માબાપપણું એ એક જાતની સખાવત છે અને તે જડમૂળથી નીકળી શકતી નથી. ટ્રસ્ટીપણાનો અર્થ સારૂંમાઠું કરનારી સત્તા પોતાની મેળે થઇ પડેલા ટ્રસ્ટીના હાથમાં મુકવાનો થાય છે

અને એ ટ્રસ્ટી પોતાની ઇચ્છા પ્રમાણે તેનો અમલ કરે. વ્યાજખાઉ ટ્રસ્ટીપણું તે દેશનું ટ્રસ્ટીપણું છે. ઘણા અંગ્રેજો પોતાને પ્રમાણિક-પણે હીંદના ટ્રસ્ટી માને છે છતાં આપણો દેશ કેવી સ્થિતિએ ગબડી પડયો છે !

## કોના લાભમાટે ?

હુન્નર ઉદ્યોગ કોના લાભ માટે ચલાવવા અને જમીનમાંથી કોના હિત માટે અનાજ ઉત્પન્ન કરવું તેનો આપણે નિર્ણય કરવો જોઇએ. આજે દેશમાં પુષ્કળ પાક થાય છે તે ખેડુત કે જમીન પર કામ કરતા કામદાર માટે નથી અને ઉદ્યોગનું મુખ્ય કામ લક્ષાધિ-પતિ ઉત્પન્ન કરવાનું હોય એમ મનાય છે. ગમે તેવો સોનાનો વરસાદ વરસાવે તેવો પાક થયો હોય કે ગમે તેવી ભારે વહેચણી અપાઇ હોય તો પણ કાદવનાં ઝુંપડાં અને કબુતર રહે તેવાં ઘર અને પ્રજાની નગ્ન હાલત બ્રીટીશ શાહનશાહત અને આપણી અત્યા-રને સામાજીક પદ્ધતિની કીર્તિના નમુના છે.

## કામદારો ભૂખે મરે તેવા ઉધગો બંધ કરો.

આપણો આર્થિક કાર્યક્રમ આથી મનુષ્યપણા પર રચાવો જોઇએ અને પૈસાને ખાતર માણસનો ભોગ ન લેવાવો જોઇએ, જો કામ-દારોને ભુખે માર્યા વિના હુન્નર ઉદ્યોગ ન ચલાવી શકાનો હોય તો એ ઉઘોગ બંધ કરવો જોઇએ.

જો ઉદ્યોગ કામદારોને ભૂખે માર્યા સિવાય ચલાવી શકતા ન હોય તો ઉદ્યોગ બંધ પડે એજ બહેતર છે. જો કામદારોને ખાવા પુરતું મળતું ન હોય તો માલીકોનો નફો પણ જવો જોઇએ. ખેત-રોમાં કે ફેકટરીમાં કામ કરતા દરેક કામદારોને મધ્યપણે જીવન-નિર્વાહ ચલાવી શકે એટલી મજુરી તો ઓછામાં ઓછી મળવી જોઇએ.

સર્વપક્ષીય પરિષદે એ સિદ્ધાંત તેને લાગતી ભલામણો સાથે સ્વીકાર્યો છે અને હું આશા રાખું છું કે મહાસભા પણ તે સ્વીકારશે અને તેનું સ્વાભાવિક પરિણામ વેઠવા તૈયાર થશે. વળી મહાસભા સારા જીવન માટે કામદારોની જાણીતી માગણીને ટેકો આપશે અને એમને સંગઠિત થવાના કાર્યમા બની શકતી સર્વે સહાય કરશે અને ઉદ્યોગો સહકારી ધોરણ પર ચાલે એ દિવસ જોવા તૈયાર થશે એવી હું આશા રાખું છું.

## ખેડુતો માટે શું કરવું જોઈએ ?

પણ ઔદ્યોગિક કામદારો તો હિંદનો એક નાનો સરખો ભાગ છે, જે વધુ બળવંત બનતો જાય છે અને જેની અવગણના કરી શકાય તેમ નથી. ખેડુતો સહાય માટે ઉચ્ચ સ્વરે પોકાર કરી રહ્યા છે અને આપણો કાર્યક્રમ તેમની હાલની સ્થિતિ સુધારવાનો રહેવો જોઈએ. મહેસુલી કાયદામાં ભારે ફેરફારો થાય તો જ ખેડુતોને ખરી સહાય મળી શકે. આપણા દેશમાં મોટા જમીનદારો છે અને આપણે તેમને આવકાર આપીએ છીએ પણ તેમણે જાણવું જોઇએ કે આખા જગતમાં એકજ વ્યક્તિ પાસે મોટી મીલકતો હોવી એ સ્થિતિ અદ્રશ્ય થતી જાય છે. મુડીવાદનના મજબુત ગઢ સમાન ગણાતા દેશોમાં પણ મોટી મીલકતોના ટુકડા કરી કામ કરતા ખેડુતોને સ્વાધીન કરવામાં આવે છે. હાલની માલીકીપણાની હસ્તી ધરાવતી હીંદમાં મોટા વીસ્તારની જમીન છે અને આપણે એને આખા દેશમાં પ્રસરાવવી પડશે. એમ કરતાં મોટા જમીનદારોનો સહકાર મળવાની હું આશા રાખું.

## આર્થિક કાર્યક્રમ.

મહાસભાને માટે તેની વાર્ષિક બેઠકમાં આર્થિક કાર્યક્રમ ઘડી કાઢવાનું સુગમ નથી. મહાસભાએ તો કેટલાક સામન્ય સિદ્ધાંત નક્કી કરી તેણે ટ્રેડ યુનીયન કોંગ્રેસના પ્રતિનિધીઓ અને આ બાબ-

તમાં બીજી રસ લેતી સંસ્થાઓ સાથે મળી વિગતવાર કાર્યક્રમ ઘડી કાઢવાને કાર્ય મહાસમિતિ પર છોડવું જોઇએ. અલબત, હું આશા રાખું છું કે, મહાસભા અને ટ્રેડ યુનીયન કોંગ્રેસ વચ્ચેનો સંબંધ વધતો જશે અને ભાવી લડતમાં બંને સંસ્થાઓ હાથમાં હાથ મેળવીને કાર્ય કરશે.

## પીઠબળ પેદા કરો.

આપણે સત્તામાં આવીએ ત્યાં સુધીની આ કેવળ આશાઓજ છે. આથી આપણી સમક્ષ તો મુખ્ય સવાલ સત્તા મેળવવાનો છે. ધારાશાસ્ત્રીઓની માફક દલીલો કરીને આપણે તે મેળવી શકવાના નથી, પણ પ્રજાની ઇચ્છા અમલમાં મુકવા પીઠબળ ઉત્પન્ન કરીને જ મેળવી શકીશું. આ દિશામાં આ મહાસભાએ ધ્યાન ધરાવવું જોઇએ. ગયું વરસ આપણે માટે તૈયારીનું વરસ હતું અને આપણે મહાસભાની સંસ્થાઓનું સંગઠન કરવા દરેક પ્રયાસ કર્યા છે. પરિણામ પણ નોંધવા જેવું આવ્યું છે. અસહકાર પછીના કોઇ પણ સમયમાં હતી તેના કરતાં મહાસભાની સંસ્થાઓની આજની સ્થિતિ વધુ સારી છે પણ આપણામાં હજી ઘણી નબળાઈ છે અને તે કોમી વીખવાદમાં જણાઈ આવી છે. મહાસભાની કમીટીઓમાં પણ આપણી નબળાઈ પ્રદર્શિત થઈ છે. ચુંટણીના ઝઘડાઓ આપણું બળ હરણ કરી આપણને ગુસ્સે બનાવે છે. જો આપણે આ પ્રાચીન નબળાઇને ખંખેરી નહીં કાઢી ને ઉભા નહીં થઇશું તો અપણે આ મહાન લડત જીતી કેમ શકીશું? હું આતુર ઇચ્છા રાખું છું કે, દેશ સમક્ષ એક મજબુત કાર્યક્રમ મુકવાથી આપણી સ્થિતિ સુધરશે અને હાલ દેખાતી નબળાઇ દૂર થશે.

## મહાસભાનો કાર્યક્રમ.

મહાસભાનો કાર્યક્રમ કેવો હોવો જોઇએ? આપણી પસંદગી સંકુચિત છે, નહીં કે આપણા બંધારણને લીધે. આપણું મહાસભાનું

બંધારણ તો આપણે ઇચ્છીએ ત્યારે ફેરવી શકીએ તેમ છીએ. પણ સંજોગો અને હકીકતને લીધે સંકુચિત છે. મહાસભાના બંધારણની પહેલી કલમ મુજબ આપણાં સાધનો કાયદેસરનાં અને શાંતિમૂલક હોવાં જોઇએ. હું આશા રાખું છું કે, તે હંમેશનાં કાયદેસરનાં રહેશે. આપણે જે મહાન લડત માટે ઉભા થયા છીએ એ લડત માટે આપણે પાછળથી પસ્તાવું પડે એવું થવું ન જોઈએ. આપણી પદ્ધતિ શાંતિ-મૂલક હોવી જોઈએ. હિંસા કરતાં શાંતિ વધુ ઈચ્છા જોગ છે. હિંસા વારંવાર પ્રત્યાગાત ઉત્પન્ન કરે છે અને આપણા દેશ માટે તો હિંસામાં નાશ રહ્યો છે. એ વાત ખરી છે કે, આજે વ્યવસ્થિત હિંસા જગત પર રાજ્ય ભોગવે છે અને કદાચ એના ઉપયોગથી આપણને લાભ થશે એ વાત પણ ખરી હશે પણ આપણી પાસે વ્યવસ્થિત હિંસા માટે સાધનો કે કેળવણી નથી અને વ્યક્તિગત હિંસા તે ઉપદ્રવી હોઈ નિરૂપયોગી છે. આપણામાંની મહાન બહુમતીએ હું આશા રાખું છું કે આ સવાલનો નૈતિક દૃષ્ટિએ નહીં પરંતુ વ્યવહારૂ નજરે વિચાર કરશે અને જો આપણે આજે હિંસાનો માર્ગ રદ કરતા હોઈએ તો તેનું કારણ એ છે કે, આપણે તેનો ઉપયોગ કરવાથી યોગ્ય ફળ મેળવી શકવાના નથી પણ જો આ મહાસભા અથવા તો પ્રજા કોઈ ભવિષ્યના સમયમાં એવા નિર્ણય પર આવે કે, હિંસાનો ઉપયોગ કરવાથી આપણી ગુલામી દૂર થશે ત્યારે મને શક નથી કે પ્રજા તે માર્ગ લેશે. હિંસા ખરાબ છે, પણ ગુલામી તેથીએ વધુ ખરાબ છે. આપણે તે યાદ રાખવું જોઈએ કે અહિંસાના મહાન આચાર્યે (મહાત્મા ગાંધીએ) આપણને જણાવ્યું છે કે, બાયલાની માફક લડવાની ના પાડવા કરતાં લડવું એ વિશેષ બહેતર છે.

## જનતાની ચળવળ.

આજે તો સ્વતંત્રતા માટેની કોઈ મહાન ચળવળ જનતાની સામુદાયિક ચળવળ હોવી જોઇએ અને વ્યવસ્થિત બળવા સિવાય

જનતાની ચળવળ જરૂર શાંતિમૂલક રહેવી જોઇએ. આપણે કાયદા ઉપરની અસહકારની ચળવળ હાથ ધરીએ કે સામાન્ય હડતાળનું હાલનું ઔદ્યોગિક શસ્ત્ર ઉપાડીએ તો પણ એ બંન્ને પ્રસંગોએ આપણો ઉદ્દેશ શાંત સંગઠન અને શાંત કાર્યનો રહેવો જોઇએ. અને જો મુખ્ય હિલચાલ શાંત ચળવળ રહેશે તો હિંસાની ચળવળ નબળી પડશે. એકજ વખત બે ચળવળોને સાથે ધપાવવી શકય નથી. આપણે બંનેમાંથી એકની પસંદગી કરવી અને તે પછી તેને ચુસ્ત વળગી રહેવું જોઈએ. આ મહાસભા શું પસંદ કરશે તે વિષે મારા મનમાં કશો શક નથી. મહાસભા ફક્ત શાંત ચળવળ પસંદ કરશે.

શું આપણે અસહકારની ચળવળ પછી હાથ ધરીશું ? જરૂર વગર નહીં. પણ એનો મૂળ હેતુ રહેવોજ જોઈશે. કાર્યક્રમ સંજોગોને યોગ્ય હોવો જોઈએ અને આ મહાસભાએ આ તબકકે તેને વિગતવાર નક્કી કરવાની જરૂર નથી. એ કામ મહાસમિતિનું છે.

## અદાલતો અને શાળાઓના બહિષ્કારની ના.

જુનો કાર્યક્રમ ત્રણે જાતના બહિષ્કારનો હતો. એક તો ધારાસભા, બીજુ કાયદાની અદાલતો, ત્રીજું શાળાઓ. વળી તેથી પણ આગળ વધીને સરકારી લશ્કરમાંની નોકરી કરવાની ના પાડવાનો અને કર ભરવાની ના પાડવાનો. પણ હજુ આ તબકકે અદાલતો અને શાળાઓનો બહિષ્કાર કરવાનું ડહાપણ ભરેલું નહીં થઇ પડે.

## વચલો માર્ગ નથી.

ધારાસભાના બહિષ્કારના સવાલ પર ભૂતકાળમાં ઘણી ગરમાગરમ ચર્ચા ચાલી હતી અને આ કોંગ્રેસમાં પણ તે ઉપર ભારે ચર્ચા ચાલશે પણ અત્યારના સંજોગો તદ્દન જુદા છે. કેટલાંક વરસ ઉપર કોંગ્રેસે ધારાસભા પ્રવેશની બહાલી આપવાનું જે પગલું ભર્યું હતું તે અનિવાર્ય હતું અને તેથી કંઈ જ ભલું થયું નથો એમ કહેવાને હું તૈયાર નથી. પણ આપણે તેવી જાતના લાભથી થાકી ગયા છીએ અને હવે ધારાસાભા બહિષ્કાર અને સંપૂર્ણ સહકાર વચ્ચે બીજો કોઈ

વચલો માર્ગ નથી. આપણી હરોલમાં આ સાલ રાજદ્વારીઓએ જે અપયશ મેળવ્યો છે, તે આપણે બધા જાણીએ છીએ. આપણા કાર્યકર્તાઓ ગણત્રીના છે. તેઓ જ્યાં સુધી તે કાર્ય પાછળ મચી પડે નહી અને ધારાસભાનાં શાહી મકાનો તરફ પીઠ ફેરવીને કાર્ય કરવા લાગે નહી ત્યાં સુધી સામુદાયિક ચળવળ શરૂ કરી શકીએ નહીં. વળી તેમજ તે માટે કોઇ પણ રાજનીતિ કદી પણ નક્કી કરી શકાય નહીં. તેમજ કોંગ્રેસ પોતે અથવા દેશ નિશ્ચિત રાજનીતિથી બધાઇ શકે નહી. પણ હું આજે માનપૂર્વક કોંગ્રેસને અરજ કરીશ કે ધારાસભાઓના બહિષ્કાર માટે તો તમે પૂરેપૂરા તૈયાર રહેજો. ઓલ ઇન્ડીયા કોંગ્રેસ કમીટીએ ગયા જુલાઈમાં આ માર્ગ સૂચવ્યો હતો અને હવે તેનો અમલ કરવાનો વખત આવી પહોંચ્યો છે.

બહિષ્કાર એકલોજ તેનો અંત છે. તેમ કરવાથી તમો કર નહીં ભરવાના સવાલ ઉપર સાદી રીતે વિચાર કરી શકશો. અને જ્યાં બની શકે ત્યાં મજુરોના સહકારથી સામાન્ય હડતાળો પાડજો પણ અમુક વિસ્તારોમાં કર ન ભરવાની લડત દઢ વ્યવસ્થિત રીતે ગોઠવાવી જોઇએ, તે માટે ઓલ ઇન્ડીયા કોંગ્રેસ કમીટીને જ્યારે અને જ્યાં જ્યાં જે પગલાં ભરવાનું ઠીક લાગે તે ભરવા સત્તા આપવી જોઈએ.

હું અત્યાર સુધી કોંગ્રેસના રચનાત્મક કાર્યક્રમ ઉપર બોલ્યો આ કાર્ય ચાલવું જોઈએ પણ છેલ્લા થોડાક વરસના અનુભવથી જણાયું છે કે તેથી આપણે બરાબર ઝડપથી કામ કરી શકતા નથી. દશ વર્ષની મહેનત પછી આજે આપણને આ પરિણામ જણાય છે. ખાસ કરીને આપણે પરદેશી કાપડનો બહિષ્કાર ચાલુ રાખીશું તેમજ બ્રીટીશ માલનો બહિષ્કાર કરીશું.

## આર્થિક રાજદ્વારી બહિષ્કાર.

તેથી આપણો કાર્યક્રમ રાજદ્વારી અને આર્થિક બહિષ્કારનો થશે પણ જ્યાં સુધી આપણે સ્વતંત્ર નથી ત્યાં સુધી આપણે તે

સંપૂર્ણપણે અમલમાં મૂકી શકતા નથી. આપણે તે સામે એ બીના સ્પષ્ટ કરવી જોઇએ કે ઈંગ્લાંડે તેના શીર પર લાદેલા થેલાનો બોજો હિંદ સ્વીકારવાને તૈયાર નથી. ગઈ કોંગ્રેસે આ દેવું આપવાનો વાંધો ઉઠાવ્યો છે. આપણે તે ઠરાવને ફરીથી વળગી રહો દેવું આપવાનો ઈન્કાર કરવો જોઇએ. આપણે હિન્દના લાભ માટે કરેલું દેવું કબુલ રાખીશું પણ તેથી હિન્દને માથે ઈંગ્લાંડે લાધેલા કરજનો બોજો બધો કબુલ રાખીશું નહીં. ખાસ કરીને ઈંગ્લાંડે પોતાનાં સંસ્થાનો વધારવા માટે લડેલા વિગ્રહ માટે કરજ કરેલું નાણું પાછું વાળવા આપણે કબુલ કરીશું નહીં તેમજ પરદેશીઓ વાજબી બદલો આપ્યા વિના હિન્દમાંથી લુંટ ચલાવવા માટે જે છુટછાટો અત્યાર સુધી ભોગવી છે તે પણ આપણે કબુલ રાખીશું નહી.

દરીયાપારના હિન્દીઓને લગતી બાબત હું કંઈ બોલ્યો નથી. અને તે સંબંધી હું તેવું કશું બોલીશ નહીં આનો અર્થ એમ નથી કે દક્ષિણ આફ્રિકા અથવા ફીજીમાં અથવા બીજે વસતા આપણા ભાઈઓ માટે મને લાગણી નથી કે જેઓ મોટી સંખ્યા સામે બહાદુરીથી લડી રહ્યા છે પણ તેમનું નશીબ તો હિન્દના મેદાન ઉપર આપણે જે લડત લડીશું તેમાં માઈ જશે.

આ લડત માટે આપણે બાહોશ રચના કરવી જોઇએ. આપણાં કોંગ્રેસનાં બંધારણ અને રચના ધીમી ગતિનાં ને ગોકળગાયની ચાલવાળાં છે અને ગંભીર સ્થિતિ વખતે બંધબેસ્તાં નથી અને હવે માત્ર મોટા દેખાવો કરવાનો જમાનો વહી ગયો છે.

આપણે શાંતિથી અને દઢતાપૂર્વક પગલાં ભરવાં જોઈએ. તે માટે આપણે સખત ડીસીપ્લીન જાળવવી જોઇએ. આપણે એવા ઠરાવો પસાર કરીએ કે જે અમલમાં મૂકી શાય. જો કોંગ્રેસના સભાસદોની સંખ્યા ગમે તેટલી નાની હોય પણ તે બળવાન બની શકે. નાની લઘુમતિએ પણ નિશ્ચયાત્મક બનવાથી પ્રજાઓનાં નસીબ

ફેરવ્યાં છે. જનસમુદાય અને ટોળાંબંધ લોકો ઘણુંથોડું કામ કરી શકે.

કોંગ્રેસ દેશમાં કંઈ લઘુમતી ધરાવતી નથી. ઘણાઓ તેમાં જોડાવા અથવા કામ કરવા અશક્ત હોય તો પણ તેઓ તેની તરફ આશાથી જુએ છે. કલકત્તા કોંગ્રેસે ઠરાવ પસાર કર્યો ત્યારથી પ્રજા આજના મહાન દિવસ માટે આતુરતાથી રાહ હજુ જોઈ રહી છે કે કયારે કોંગ્રેસ મળશે ? આપણે કયારે અને શું મેળવીશું તે તો કોઇ પણ કહી શકે નહિ આપણે ફત્તેહ ઉપર કાબુ મેળવી શકીએ નહીં પણ ફત્તેહ તો જેઓ સાહસ કરે છે અને કાર્ય કરે છે તેમનેજ મળે છે. જેઓ તેના પરિણામને માટે બીકણ બને છે તેઓને ભાગ્યેજ ફત્તેહ મળે છે. આપણે મહાન ફળ મેળવવાનું છે અને તે માટે મોટું જોખમ પણ વહોરી લેવું જોઇએ. આપણને ફતેહ મળે કે નિષ્ફળતા તો પણ આપણને ઉમદા પ્રયત્નો કરવામાંથી અને આપણા ઇતિહાસની ઉમદા તવારીખ લખવાને કોઈ અટકાવી શકે તેમ નથી.

## છુપાં કાવત્રાંનો સમય ગયો છે.

દેશના જુદા જુદા ભાગમાં કાવાત્રાંના કેસ ચાલી રહ્યા છે. એવા કેસ ચાલશે જ પણ છુપા કાવત્રાંનો સમય ગયો છે. આ દેશને પરદેશી અમલમાંથી મૂક્ત કરવાને ખુલ્લા કાવત્રામાં આપણે પડયા છીએ. અને તમો સાથીઓને દેશનાં બધાં સ્ત્રી–પુરૂષોને જોડાવાનું નિમંત્રણ છે પણ બદલો તમને દુઃખસહનનો, જેલોનો અને મોતનો મળશે પણ તમને સંતોષ થશે કે તમે આ દેશને માટે કંઈ કર્યું છે અને હાલની ગુલામીમાંથી માણસ જાતને છુટી કરવામાં નાનો ફાળો આપ્યો છે.

---